# સૂરઃ તૌબા

**નામકરણ :-**

આ સૂરઃ બે નામોથી પ્રખ્યાત છે. એક અત્તૌબા અને બીજું અલબરાઅત. તૌબા એ રીતે કે આમાં એક જગ્યાએ કેટલાક ઈમાનવાળા લોકોના ગુનાઓની માફીનો ઉલ્લેખ છે અને બરાઅત એટલા માટે કે તેના આરંભમાં મુશ્રિકો સાથેની જવાબદારીમાંથી મુક્ત થવાની જાહેરાત છે.

**બિસ્મિલ્લાહ નહીં લખવાનું કારણ :-**

આ સૂરઃના આરંભમાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખવામાં આવતું નથી. આના અનેક કારણો તફસીરકર્તાઓએ નોંધ્યા છે જેમાં ઘણા મતભેદ છે. પરંતુ સાચી વાત એ છે જે ઈમામ રાઝીએ લખી છે કે નબી સ.અ.વ.એ પોતે આની શરૂઆતમાં બિસ્મિલ્લાહ લખાવી ન હતી એટલા માટે સહાબીઓએ પણ નથી લખી અને પછીના લોકો પણ આનું જ અનુસરણ કરતા રહ્યાં. આ એ વાતનો વધુ એક પુરાવો છે કે કુર્આનને નબી સ.અ.વ. પાસેથી જેમ છે તેમ લેવામાં અને જેમ આપવામાં આવ્યું હતું તેવું જ તેને જાળવવામાં કેટલી હદે જગ્યા તકેદારી અને કાળજી રાખવામાં આવી છે.

**ઊતરાણકાળ અને સૂરઃ ના વિભાગો :-**

આ સૂરઃ ત્રણ પ્રવચનોની બનેલી છે :

પહેલું પ્રવચન સૂરઃ ની શરૂઆતથી માંડીને પાંચમા રુકૂઅના અંત સુધી ચાલે છે. આનો ઊતરાણકાળ હિજરી સન ૯ના ઝિલ્કઅદની આસપાસનો છે. નબી સ.અ.વ.એ વર્ષે હઝરત અબૂબક્ર રદિ.ને અમીરૂલહાજ્જ એટલે કે હાજીઓના સરદાર બનાવીને મક્કા મોકલી દીધા હતાં અને એ અરસામાં આ પ્રવચન ઊતર્યું અને નબી સ.અ.વ.એ તરત જ સૈયદના અલી રદિ.ને તેમની પાછળ મોકલ્યાં કે જેથી હજ્જ વખતે તમામ અરબસ્તાનની પ્રતિનિધિત્વ સભામાં આને સંભળાવી દે અને આમાં જે કાર્યપદ્ધતિ સૂચવવામાં આવી હતી તેની જાહેરાત કરી દે.

બીજું પ્રવચન ૬ઠ્ઠા રુકૂઅની શરૂઆતથી ૯મા રુકૂઅના અંત સુધી ચાલે છે અને તે રજજબ હિજરી સન ૯ અથવા તેનાથી થોડાક સમય પહેલાં ઊતર્યું હતું જયારે નબી સ.અ.વ. તબૂકની લડાઈની તૈયારી કરી રહ્યા હતાં. આમાં ઈમાનવાળાઓને જિહાદમાં સામેલ થવા માટે ઉત્તેજન આપવામાં આવ્યું છે અને એ લોકોને કડક ઠપકો આપવામાં આવ્યો છે જે દંભ અથવા ઈમાનની નબળાઈ અથવા આળસ અને આરામપ્રિયતાના કારણે અલ્લાહના માર્ગમાં જાનમાલનું નુકસાન સહન કરવાથી બચી રહ્યા હતાં.

ત્રીજું પ્રવચન ૧૦માં રુકૂઅથી શરૂ થઈને સૂરઃના સમાપન સાથે પૂરૂં થાય છે અને તે તબૂકની લડાઈમાંથી પાછા ફરતી વખતે ઊતર્યું હતું. આમાં અનેક અંશો એવાં પણ છે જે એ જ દિવસોમાં અલગ અલગ પ્રસંગે ઊતર્યા અને પાછળથી નબી સ.અ.વ.એ અલ્લાહના સંકેતના આધારે આ તમામને એકત્ર કરીને એક પ્રવચનની શ્રૃંખલામાં જોડી દીધાં. પરંતુ કેમ કે તે એક જ વિષય અને એક જ ઘટનાક્રમ સાથે સંબંધિત છે એટલા માટે પ્રવચનના જોડાણમાં કયાંય તૂટ જોવા મળતી નથી. આમાં દંભીઓના કૃત્યો બદલ ઠપકો, તબૂકની લડાઈમાં ન જોડાઈને પાછળ રહી જનારા લોકો માટે ઠપકો, અને એ સાચા ઈમાનવાળા લોકો માટે ઠપકા સાથે

ક્ષમાની જાહેરાત છે જેઓ પોતાના ઈમાનમાં તો સાચા હતાં પરંતુ અલ્લાહના માર્ગમાં જિહાદમાં જોડાવાથી દૂર રહ્યા હતાં.

ઊતરાણના ક્રમની દૃષ્ટિએ પહેલું પ્રવચન સૌથી છેલ્લું આવવું જોઈતું હતું પરંતુ વિષયના મહત્ત્વની દૃષ્ટિએ તે જ સૌથી પહેલું હતું એટલા માટે કુર્આનના સંપાદનમાં જ નબી સ.અ.વ. એ તેને પહેલું રાખ્યું અને બાકીના બન્ને પ્રવચનોને પાછળ મૂકી દીધાં.

**ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ :-**

ઊતરાણકાળ નકકી થઈ ગયા પછી હવે આપણે આ સૂરઃ ની ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ ઉપર એક નજર નાખી લેવી જોઈએ. જે ઘટનાક્રમ સાથે આના વિષયોનો સંબંધ છે તેની શરૂઆત હુદૈબિયહની સંધિથી થાય છે. હુદૈબિયહ સુધીના ૬ વર્ષ સુધી સતત સંઘર્ષનું પરિણામ આ સ્વરૂપમાં આવી ગયું હતું કે અરબસ્તાનના લગભગ ૧/૩ ભાગમાં ઈસ્લામ એક સંગઠિત સમાજનું દીન, એક સંપૂર્ણ સભ્યતા અને સંસ્કૃતિ અને એક પૂર્ણ સ્વાયત્ત રાજય બની ગયું હતું. હુદૈબિયહની સંધિ જયારે થઈ ત્યારે આ દીનને એ તક પણ મળી ગઈ કે પોતાનો પ્રભાવ સરખામણીમાં વધુ શાંતિના વાતાવરણમાં ચારેય બાજુ ફેલાવી શકે.[૧] ત્યારપછી ઘટનાઓની ગતિએ બે મોટા માર્ગ અપનાવ્યાં આગળ જઈને જેના ખૂબ જ મહત્ત્વના પરિણામ આવ્યાં. તેમાંથી એકનો સંબંધ અરબસ્તાન સાથે હતો અને બીજાનો રોમન સામ્રાજય સાથે.

**અરબસ્તાન ઉપર અંકુશ મેળવવો :-**

અરબસ્તાનમાં હુદૈબિયહ પછી ઈસ્લામી સંદેશ અને તેના પ્રસાર તથા શક્તિના દૃઢીકરણના જે ઉપાયો અપનાવવામાં આવ્યાં તેના કારણે બે વર્ષની અંદર જ ઈસ્લામનો પ્રભાવક્ષેત્ર એટલી હદે વિસ્તાર પામ્યો, અને તેની શક્તિ એટલી જબરજસ્ત થઈ ગઈ કે પ્રાચીન અજ્ઞાનતા તેની સામે લાચાર બનીને રહી ગઈ. છેવટે જયારે કુરૈશના વધુ પડતા ઝનૂની તત્ત્વોએ જોયું કે તેઓ બાજી હારી રહ્યાં છે ત્યારે તેઓ પોતાની ઉપર કાબૂ રાખી શકયા નહીં અને તેમણે હુદૈબિયહની સંધિ તોડી નાખી. તેઓ આ બંધનમાંથી મુકત થઈને ઈસ્લામની સાથે એક આખરી નિર્ણાયક મુકાબલો કરવા માગતા હતાં. પરંતુ નબી સ.અ.વ.એ તેમના આ સંધિભંગ પછી તેમને સ્થિર થવાની કોઈ તક ન આપી અને અચાનક મકકા ઉપર હુમલો કરીને હિજરી સન ૮ના રમઝાન માસમાં તેને જીતી લીધું.[૨] આના પછી પ્રાચીન અજ્ઞાનવ્યવસ્થાએ છેલ્લું નુકસાન પહોંચાડનારું કૃત્ય હુનૈનના મેદાનમાં કર્યું જયાં હવાઝિન, સકીફ, નઝ, જુશમ અને બીજા કેટલાક અજ્ઞાનપરસ્ત કબીલાઓએ પોતાની તમામ તાકાત એકત્ર કરીને ઠાલવી દીધી જેથી એ સુધારક આંદોલનને અટકાવે જે મકકાવિજય પછી પૂર્ણતાના તબકકાએ પહોંચી ગયું હતું. પરંતુ આ હરકત પણ નિષ્ફળ નીવડી અને હુનૈનના પરાજયની સાથે અરબસ્તાનના ભાવિનો આખરી ફેંસલો થઈ ગયો કે હવે તેણે દારુલઈસ્લામ બનીને રહેવાનું છે. આ ઘટનાને એક વર્ષ પણ પૂરૂં થયું ન હતું ત્યાં અરબસ્તાનનો મોટાભાગનો વિસ્તાર ઈસ્લામના તાબા હેઠળ આવી ગયો અને અજ્ઞાનવ્યવસ્થાના માત્ર થોડાંક વિખરાયેલાં તત્ત્વો દેશના જુદા જુદા ખૂણાઓમાં બાકી રહી ગયાં. આ પરિણામને પૂર્ણતાની સીમાએ પહોંચવામાં એ

---

૧. વિગતો માટે જુઓ સૂરઃ માઇદહ અને સૂરઃ ફત્હની પ્રસ્તાવના.

૨. જુઓ સૂરઃ અન્ફાલ નોંધ ક્રમાંક ૪૩

ઘટનાઓ દ્વારા બીજી વધારાની મદદ મળી જે ઉત્તરમાં રોમન સામ્રાજયની સીમા ઉપર એ જ અરસામાં ઘટી રહી હતી. ત્યાં જે હિંમત સાથે નબી સ.અ.વ. ૩૦ હજારનું ભારે લશ્કર લઈને ગયાં અને રોમનો નબી સ.અ.વ.ના મુકાબલા માટે આવવાથી કતરાઈ ગયાં અને જે કમજોરી દર્શાવી તેણે સમગ્ર અરબસ્તાન ઉપર નબી સ.અ.વ.ની તથા આપના દીનની ધાક બેસાડી દીધી અને આનું પરિણામ આવી રીતે જાહેર થયું કે તબૂકમાંથી પાછા આવતાં જ નબી સ.અ.વ.ની પાસે અરબસ્તાનના ખૂણેખૂણાંમાંથી પ્રતિનિધિમંડળોની વણઝાર લાગી ગઈ અને તેઓ ઈસ્લામ અને આજ્ઞાપાલનનો એકરાર કરવા માંડયાં.[૧] એટલા માટે, આ જ પરિસ્થિતિ કુર્આનમાં આ શબ્દોમાં વર્ણવવામાં આવી છે اِذَا جَآءَ نَصۡرُ اللّٰهِ وَ الۡفَتۡحُ ۙ﴿۱﴾ وَ رَاَيۡتَ النَّاسَ يَدۡخُلُوۡنَ فِىۡ دِيۡنِ اللّٰهِ اَفۡوَاجًا ۙ﴿۲﴾ "જયારે અલ્લાહની મદદ આવી ગઈ અને વિજય મળ્યો અને તેં જોઈ લીધું કે લોકો ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થઈ રહ્યાં છે."

**તબૂકની લડાઈ :-**

રોમન સામ્રાજય સાથે સંઘર્ષની શરૂઆત મકકા વિજય પહેલાં જ થઈ ગયેલી હતી. નબી સ.અ.વ.એ હુદૈબિયહ પછી ઈસ્લામનો સંદેશ ફેલાવવા માટે જે પ્રતિનિધિમંડળો અબસ્તાનના વિવિધ ભાગોમાં મોકલ્યા હતાં તેમાંથી એક ઉત્તર તરફ સીરિયાની સીમા સાથે અડીને આવેલાં કબીલાઓમાં પણ ગયું હતું. આ લોકો મોટાભાગે ખ્રિસ્તીઓ હતાં અને રોમન સામ્રાજયના પ્રભાવ હેઠળ હતાં. એ લોકોએ ઝાતૂત્તલહા (અથવા ઝાતઇતલાહ) મુકામે આ પ્રતિનિધિમંડળના પંદર માણસોની હત્યા કરી નાખી અને માત્ર પ્રતિનિધિમંડળના વડા કઅબ બિન ઉમૈર ગિફારી રદિ. બચીને પાછા આવ્યાં. આ જ અરસામાં નબી સ.અ.વ. એ બૂસરાના ઉમરાવ શૂરહબીલ બિન અમ્રના નામે પણ ઈસ્લામના સંદેશનો પયગામ મોકલ્યો હતો. પરંતુ તેણે આપના એલચી હારિસ બિન ઉમૈર રદિ.ને મારી નાખ્યાં. આ ઉમરાવ પણ ખ્રિસ્તી હતો અને રોમન કૈસર-સીઝરનો તાબેદાર હતો. આ કારણોસર નબી સ.અ.વ. એ જમાદિલઊલા હિજરી સન ૮ માં ૩૦૦૦ મુજાહિદોનું એક લશ્કર સીરિયાની સીમા તરફ મોકલ્યું કે જેથી ભવિષ્ય માટે આ પ્રદેશ મુસલમાનો માટે શાંતિપૂર્ણ થઈ જાય અને અહીંના લોકો મુસલમાનોને નબળાં માનીને તેમની ઉપર અત્યાચાર કરવાની હિંમત ન કરે. આ લશ્કર જયારે મઆન મુકામ નજીક પહોંચ્યું ત્યારે ખબર પડી કે શૂરહબીલ બિન અમ્ર એક લાખનું લશ્કર લઈને મુકાબલો કરવા માટે આવી રહ્યો છે, રોમન કૈસર-સીઝર પોતે હમિસ મુકામે હાજર છે અને તેણે તેના ભાઈ થિયોડોરની આગેવાની હેઠળ એક લાખનું વધારાનું લશ્કર રવાના કર્યું છે. પરંતુ આ ડરામણી ખબરો છતાં ૩૦૦૦ શૂરવીરોનું આ નાનું લશ્કર આગળ વધતું રહ્યું અને મુ'તા મુકામે શરહબીલના એક લાખના લશ્કર સાથે ટકારઈ ગયું. આ શૂરવીરતાનું પરિણામ એ આવવું જોઈતું હતું કે ઈસ્લામી મુજાહિદોનો સાવ ભુકકો બોલાઈ જાત. પરંતુ સમગ્ર અરબસ્તાન અને સમગ્ર મધ્યપૂર્વ આ જોઈને અવાક્ અને ચકિત થઈ ગયાં કે ૧:૩૩ ના આ મુકાબલામાં પણ કાફિરો મુસલમાનો ઉપર વિજયી થઈ શકયા નહીં. આ જ વસ્તુ હતી જેણે સીરિયા અને તેને અડીને આવેલા વિસ્તારોમાં રહેતાં અર્ધસ્વાયત્ત આરબ કબીલાઓને, બલકે ઈરાકની નજીક રહેતાં નજદના કબીલાઓને પણ, જે ઈરાની બાદશાહોના પ્રભાવ હેઠળ હતાં, ઈસ્લામની તરફ વાળી દીધાં અને તેઓ હજારોની સંખ્યામાં મુસલમાન થઈ ગયાં. બની સુલૈમ (જેમના વડા અબ્બાસ બિન મિર્દાસ સુલમી હતાં) અને અશજઅ, ગતફાન,

૧. હદીસવેત્તાઓએ આ જગ્યાએ જે કબીલાઓ અને સરદારો તથા બાદશાહોના પ્રતિનિધિમંડળોનો ઉલ્લેખ કર્યો છે તેમની કુલ સંખ્યા ૭૦ સુધી પહોંચે છે જે અરબસ્તાનના ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ, એમ દરેક વિસ્તારમાંથી આવ્યા હતાં.

સૂરઃ તોબા
પા. ૧૬૮ - ૧૬૯

તફહીમુલકુર્આન ૨

# તબૂકની લડાઈ સમયનું અરબસ્તાન



ઝુબયાન અને ફઝારહના લોકો એ જ અરસામાં ઈસ્લામમાં દાખલ થયાં અને એ જ અરસામાં રોમન સામ્રાજયના આરબ લશ્કરનો એક સેનાપતિ ફરવાહ બિન અમ્ર અલજુઝામી મુસલમાન થઈ ગયો જેણે તેના ઈમાનનો એવો ભવ્ય પુરાવો આપ્યો કે આસપાસના તમામ પ્રદેશો તેને જોઈને દંગ રહી થઈ ગયાં. કૈસરને જયારે ફરવાહના ઈસ્લામ કબૂલવાના સમાચાર મળ્યાં ત્યારે તેણે તેમની ધરપકડ કરાવીને તેના દરબારમાં બોલાવ્યાં અને તેમને કહ્યું કે બે વસ્તુઓમાંથી એકને પસંદ કરી લો. કાં તો ઈસ્લામનો ત્યાગ કે જેના પરિણામે તમને માત્ર મુકત જ નહીં કરવામાં આવે બલકે તમને તમારા પદ ઉપર પુનઃનિયુક્ત કરી દેવામાં આવશે, અથવા ઈસ્લામ કે જેના પરિણામે તમને મૃત્યુદંડ આપવામાં આવશે. તેમણે ધૈર્યપૂર્વક ઈસ્લામ પસંદ કરી લીધું અને સત્ય કાજે જીવ આપી દીધો. આ જ ઘટનાઓ હતી જેમણે કૈસરને એ "જોખમ" નું સાચું મહત્ત્વ સમજાવ્યું જે અરબસ્તાનમાંથી ઊઠીને તેના સામ્રાજયની તરફ આગળ વધી રહ્યું હતું.

બીજા જ વર્ષે કૈસરે મુસલમાનોને મુ'ત્તાની લડાઈની સજા આપવા માટે સીરિયાની સરહદ ઉપર લશ્કરી તૈયારીઓ શરૂ કરી દીધી અને તેના હાથ નીચે ગસ્સાની અને બીજા આરબ સરદારો લશ્કર ભેગું કરવા માંડયાં. નબી સ.અ.વ. આનાથી અજાણ ન હતાં. તેઓ હંમેશાં એવી દરેક નાનામાં નાની વાતથી પણ માહિતગાર રહેતા હતાં જેની ઈસ્લામી આંદોલન ઉપર થોડી પણ અનુકૂળ કે પ્રતિકૂળ અસર પડતી હોય. તેમણે આ તૈયારીઓનો અર્થ તરત જ સમજી લીધો અને સહેજ પણ ઢીલ કર્યા વિના કૈસરની ભારે તાકાત સામે ટક્કર લેવાનો નિર્ણય કરી લીધો. આ પ્રસંગે સહેજ પણ કમજોરી દેખાડવામાં આવી હોત તો બધું કર્યું-કરાવ્યું એળે જાત. એક તરફ મૃતપ્રાય જહાલત હતી, જેની ઉપર હુનૈન મુકામે આખરી પ્રહાર કરી દેવામાં આવ્યો હતો, તે ફરીથી જીવતી થઈ જાત. બીજી તરફ મદીનાના દંભીઓ હતાં જે અબૂ આમિર રાહિબ મારફતે ગસ્સાનના ખ્રિસ્તી રાજા અને ખુદ કૈસરની સાથે અંદરખાને સાંઠગાંઠ ધરાવતા હતાં અને જેમણે પોતાની ચાલો ઉપર ધાર્મિકતાનો પડદો નાખવા માટે મદીનાને અડીને જ મસ્જિદેઝિરાર ઊભી કરી દીધી હતી, તેઓ પીઠમાં છરો ભોંકી દેત. સામેથી કૈસર કે જેનો દબદબો ઈરાનીઓને પરાજય આપ્યા પછી તમામ દૂર અને નજીકના પ્રદેશો ઉપર છવાઈ ગયો હતો તે હુમલો કરી દેત અને આ ત્રણ ભારે જોખમોના સંયુકત હુમલા સામે ઈસ્લામ જીતેલી બાજી અચાનક હારી જાત. આટલા માટે જ્યારે દેશમાં દુષ્કાળની પરિસ્થિતિ હતી, ઉનાળો ધોમ તપતો હતો, ખેતી પાકવા આવી હતી, વાહનો અને સાધન-સામગ્રીની વ્યવસ્થા કરવી ભારે મુશ્કેલ કામ હતું. નાણાંની ભારે તંગી હતી અને દુનિયાની સૌથી મોટી બે શક્તિઓમાંથી એકનો મુકાબલો કરવાનો હતો. તેમ છતાં ખુદાના નબીએ આ જોઈને કે આ સત્યના સંદેશ માટે જીવન અને મોતના ફેંસલાનો સમય છે, એ જ પરિસ્થિતિમાં યુદ્ધની તૈયારી કરવાની જાહેરાત કરી દીધી. અગાઉની તમામ લડાઈઓમાં તો નબી સ.અ.વ.નો નિયમ આ હતો કે છેલ્લે સુધી કોઈને પણ જણાવતાં ન હતાં કે કઈ બાજુ જવાનું છે અને કોનો મુકાબલો કરવાનો છે, બલકે મદીનામાંથી નીકળ્યા પછી નિશ્ચિત મુકામની તરફ સીધો માર્ગ અપનાવવાને બદલે વળાંકવાળો રસ્તો પકડીને જતા હતાં પરંતુ આ પ્રસંગે નબી સ.અ.વ.એ આ ગુપ્તતા પણ ન જાળવી અને સ્પષ્ટપણે જણાવી દીધું કે રોમની સાથે મુકાબલો છે અને સીરિયા તરફ જવાનું છે.

આ મોકાની ગંભીરતા અરબસ્તાનમાં બધાં જ અનુભવી રહ્યા હતાં. પ્રાચીન જહાલતના બાકી બચેલાં આશકો માટે આ આશાની એક છેલ્લી કિરણ હતી અને રોમ અને ઈસ્લામની ટક્કરના પરિણામની રાહ તેઓ

બેચેન બનીને જોઈ રહ્યા હતાં. કેમ કે તેઓ પોતે પણ જાણતા હતાં કે આના પછી કયાંયથી આશાની ઝલક દેખાવાની નથી. દંભીઓએ પણ તેમનો છેલ્લો દાવ આની ઉપર જ લગાવી દીધો હતો અને તેઓ તેમની મસ્જિદેઝિરાર ઊભી કરીને રાહ જોઈ રહ્યા હતાં કે સીરિયાની લડાઈમાં ઇસ્લામના ભાગ્યનું પાસું ફરી જાય તો આ તરફ દેશની અંદરના ભાગમાં તેઓ તેમના ફિત્નાનો ઝંડો લહેરાવી દે. એટલું જ નહીં બલકે તેમણે આ કૂચને નિષ્ફળ બનાવવા માટે બધી જ યુક્તિઓનો પણ ઉપયોગ કરી નાખ્યો. આ તરફ સાચા મુસલમાનોને પણ પૂરો અહેસાસ હતો કે જે આંદોલન માટે ૨૨ વર્ષથી તેઓ માથે કફન બાંધીને જીવી રહયાં છે અત્યારે તેનું ભાગ્ય તોળાઈ રહ્યું છે. આવા સમયે હિંમત દાખવવાનો અર્થ આ છે કે આ આંદોલન માટે સમગ્ર દુનિયા ઉપર છવાઈ જવાના દ્વાર ખુલી જાય અને કમજોરી દાખવવાનો અર્થ આ છે કે અરબસ્તાનમાં પણ તેમની બાજી ઊંધી પડી જાય. એટલા માટે આવી લાગણીઓ સાથે આ સત્યના આશકોએ અત્યંત ઉત્સાહ અને ઉમંગ સાથે યુદ્ધની તૈયારી કરી. સાધનસામગ્રી મેળવવામાં દરેકે પોતાની હેસિયતથી આગળ વધીને ભાગ લીધો. હઝરત ઉસ્માન રદિ. અને હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિ. એ મોટી રકમો આપી. હઝરત ઉમર રદિ. એ તેમની જીવનભરની કમાણીનો અડધો ભાગ લાવીને મૂકી દીધો. હઝરત અબૂબક્ર રદિ. એ તેમની બધી જ મૂડી ભેટ કરી દીધી. ગરીબ સહાબીઓએ મહેનત મજૂરી કરી કરીને જે કંઈ કમાવ્યું તે લાવીને હાજર કરી દીધું. સ્ત્રીઓએ તેમના ઘરેણાં ઊતારીને આપી દીધાં, બલિદાનની ભાવના ધરાવતા સ્વયંસેવકોના ટોળેટોળાં ચારેય બાજુથી ઊમટીને આવવા માંડયાં અને તેમણે માગણી કરી કે હથિયાર અને વાહનની વ્યવસ્થા થાય તો અમારા પ્રાણ બલિદાન માટે તૈયાર છે. જેમને વાહનો મળી શકતા ન હતાં તેઓ રડતા હતાં અને તેમની નિષ્ઠાપૂર્ણ તત્પરતા એ રીતે દર્શાવતા હતાં કે નબી સ.અ.વ. ગળગળા થઈ જતા હતાં. આ અવસર વ્યવહારમાં ઈમાન અને દંભ વચ્ચેના ભેદની કસોટી બની ગયું હતું. એટલે સુધી કે એ સમયે પાછળ બેસી રહેવાનો અર્થ આ હતો કે ઇસ્લામની સાથે તે માણસના સંબંધની સચ્ચાઈ હંમેશને માટે શંકાસ્પદ બની જાય. એટલા માટે તબૂક તરફ જતી વખતે મુસાફરી દરમ્યાન જ્યારે કોઈ માણસ પાછળ રહી જતો ત્યારે સહાબીઓ નબી સ.અ.વ.ને તેની ખબર આપી દેતા હતાં અને જવાબમાં નબી સ.અ.વ. તરત જ કહી દેતા હતાં કે دعوه فان يك فيه خير فسيلحقه الله بكم وان يك غير ذلك فقد ارا حكم الله منه۔ "જવા દો, જો તેની અંદર થોડી પણ ભલાઈ હશે તો અલ્લાહ તેને ફરીથી તમારી સાથે મેળવી દેશે અને જો કોઈ બીજી સ્થિતિ હોય તો આભાર માનો કે અલ્લાહે તેના જૂઠા સંગાથથી તમને મુક્તિ આપી."

હિજરી સન ૯ ના રજ્જબ માસમાં નબી સ.અ.વ. ૩૦,૦૦૦ મુજાહિદોની સાથે સીરિયા તરફ રવાના થયાં જેમાં ૧૦,૦૦૦ ઘોડે સવાર હતાં. ઊંટોની તંગી એટલી હદે હતી કે એક એક ઊંટ ઉપર અનેકો માણસો વારાફરતી સવાર થતા હતાં. આમાં વળી ભારે ગરમી અને પાણીની અછત વધારાની હતી. પરંતુ જે સાચી હિંમતનો પુરાવો આ નાજુક સમયે મુસલમાનોએ આપ્યો તેના ફળ તબૂક પહોંચીને તેમને નકકર સ્વરૂપે મળી ગયાં. ત્યાં પહોંચીને તેમને ખબર પડી કે કૈસર અને તેના તાબા હેઠળના લોકોએ મુકાબલા માટે આવવાને બદલે તેમનાં લશ્કરો સરહદ ઉપરથી ખસેડી લીધાં છે અને હવે કોઈ દુશ્મન છે જ નહીં કે તેની સાથે લડાઈ કરવામાં આવે. સીરતના લેખકો સામાન્ય રીતે આ કિસ્સાને એવી રીતે લખી નાખે છે કે જાણે એ સમાચાર જ સાવ ખોટા નીકળ્યાં જે નબી સ.અ.વ.ને રોમન લશ્કરની જમાવટ વિષે મળ્યા હતાં. જો કે હકીકત આ હતી કે કૈસરે લશ્કરી જમાવટ શરૂ કરી હતી પરંતુ જયારે નબી સ.અ.વ. તેની તૈયારીઓ પૂરી થાય તે પહેલાં જ મુકાબલો કરવા માટે

પહોંચી ગયાં ત્યારે સરહદ ઉપરથી લશ્કરો ખસેડી લેવા સિવાય બીજો કોઈ રસ્તો તેણે ન જોયો. મુ'ત્તાની લડાઈમાં ૩ હજાર અને ૧ લાખ વચ્ચેની લડાઈની જે સ્થિતિ તે જોઈ ચૂકયો હતો તેના પછી તેનામાં એટલી હિંમત ન હતી કે ખુદ નબી સ.અ.વ.ની આગેવાનીમાં જયાં ૩૦ હજારનું લશ્કર આવી રહયું હોય ત્યાં લાખ-બે લાખ માણસોનું લશ્કર લઈને મેદાનમાં આવી જાય.

કૈસર દ્વારા આવી રીતે પીછેહઠ કરવાથી જે નૈતિક વિજય પ્રાપ્ત થયો તેને નબી સ.અ.વ. એ આ તબકકે પૂરતો માન્યો અને તબૂકથી આગળ વધીને સીરિયાની સરહદમાં દાખલ થવાને બદલે આપે આ વાતને આ વિજયીમાંથી શકય તેટલા મહત્તમ રાજકીય અને યુદ્ધકીય ફાયદા મેળવી લેવાને પ્રાથમિકતા આપી. એટલા માટે આપે તબૂકમાં ૨૦ દિવસ રોકાણ કરીને એ અનેક નાની-નાની રાજયસત્તાઓને કે જે રોમન સામ્રાજય અને દારુલઈસ્લામની વચ્ચે આવેલી હતી અને હજી સુધી રોમનોના પ્રભાવ હેઠળ હતી, તેમને લશ્કરી દબાણ ધ્વારા ઈસ્લામી રાજયના ખંડિયા અને તાબેદાર બનાવી લીધાં. આના વિષે દૂમતુલજુન્દલના ખ્રિસ્તી સરદાર ઉકૈદિર બિન અબ્દુલ મલિક કિન્દી, ઐલાના ખ્રિસ્તી સરદાર રઈસ યૂહન્ના બિન રુ'બા, અને આવી રીતે મકના, જરબાઅ અને અઝરુહના ખ્રિસ્તી સરદારોએ પણ ખંડણી આપીને મદીનાની તાબેદારી સ્વીકારી લીધી અને આનું પરિણામ આ આવ્યું કે ઈસ્લામી સરહદો અને રાજય સીધા રોમન સામ્રાજયની સરહદ સુધી પહોંચી ગયાં અને જે આરબ કબીલાઓનો રોમના કૈસરો હજુ સુધી આરબોની વિરૂદ્ધ ઉપયોગ કરી રહ્યા હતાં હવે તેમનો મોટો ભાગ રોમનોના મુકાબલામાં મુસલમાનોનો સહયોગી બની ગયો. આનો બીજો સૌથી મોટો ફાયદો આ થયો કે રોમન સામ્રાજયની સાથે એક લાંબા સંઘર્ષમાં પડી જતાં પહેલાં ઈસ્લામને અરબસ્તાન ઉપર પોતાની પકડ મજબૂત કરી લેવાની પૂરી તક મળી ગઈ. તબૂકના આ યુદ્ધવિહોણા વિજયે અરબસ્તાનમાં એ લોકોની કેડ ભાંગી નાખી જે હજુ સુધી પ્રાચીન જહાલતની પુનઃસ્થાપવાની આશા રાખીને બેઠા હતાં, પછી એ ખુલ્લા મુશ્રિકો હોય અથવા ઈસ્લામના પડદા પાછળ દંભી બનેલાં હોય. આ છેલ્લી હતાશાએ એમાંથી મોટાભાગનાઓ માટે આ સિવાય કોઈ રસ્તો બાકી રહેવા દીધો નહીં કે ઈસ્લામની છત્રછાયામાં આશ્રય મેળવી લે અને જો પોતે ઈમાનની નિયામત ન પામે તો પણ ઓછામાં ઓછી તેમની ભાવિ પેઢીઓ સંપૂર્ણપણે ઈસ્લામમાં સમાઈ જાય. આના પછી જે નામની લઘુમતી શિર્ક અને અજ્ઞાનતામાં મકકમ રહી ગઈ હતી તે એટલી લાચાર બની ગઈ હતી કે આ સુધારાત્મક ક્રાંતિની પૂર્ણતામાં સહેજ પણ આડે આવી શકે તેમ ન હતી કે જેના માટે અલ્લાહે પોતાના પયગમ્બરને મોકલ્યો હતો.

**સમસ્યાઓ અને ચર્ચાના વિષયો :-**

આ પશ્ચાદ્ભૂમિને નજરની સામે રાખ્યા પછી આપણે સહેલાઈથી એ મોટી મોટી સમસ્યાઓને જાણી શકીએ છીએ જે એ વખતે સામે હતી અને જેના વિષે સૂરઃ તૌબામાં ચર્ચા કરવામાં આવી છે :

(૧) હવે કેમ કે અરબસ્તાનનો વહીવટ સંપૂર્ણપણે મુસલમાનોના હાથમાં આવી ગયો હતો તેમજ બધી જ આડે આવતી શક્તિઓ લાચાર થઈ ગઈ હતી એટલા માટે આ નીતિ સ્પષ્ટપણે સામે આવી જવી જોઈતી હતી કે જે અરબસ્તાનને પૂર્ણ દારુલઈસ્લામ બનાવવા માટે અપનાવવી જરૂરી હતી. એટલા માટે તે નીચેના સ્વરૂપે રજૂ કરવામાં આવી.

અ. અરબસ્તાનમાંથી શિર્કને સદંતર ખતમ કરી નાખવામાં આવે અને પ્રાચીન શિર્કયુકત વ્યવસ્થાને

જડમૂળથી ઉખેડી નાખવામાં આવે જેથી ઇસ્લામનું કેન્દ્ર હંમેશ માટે શુદ્ધ ઇસ્લામી કેન્દ્ર બની જાય અને કોઈ બીજું તત્ત્વ તેના ઇસ્લામી સ્વરૂપમાં ન તો દખલ કરી શકે, ન તો કોઈ જોખમના સમયે આંતરિક ફિત્નાનું કારણ બની શકે. આ જ હેતુ માટે મુશ્રિકો પ્રત્યેની જવાબદારીઓમાંથી મુક્તિની તથા તેમની સાથેની સંધિઓની સમાપ્તિની જાહેરાત કરવામાં આવી.

બ. કા'બાનો વહીવટ ઈમાનવાળાઓના હાથમાં આવી ગયા પછી આ અયોગ્ય હતું કે જે ઘર ફક્ત ખુદાની બંદગી માટે અને સાર્વજનિક ઉપયોગ માટે અર્પણ કરી દેવામાં આવ્યું હતું તેમાં રાબેતા મુજબ શિર્ક થતું રહે અને તેનું વાલીપણું પણ મુશ્રિકોના કબજામાં રહે. એટલા માટે હુકમ આપવામાં આવ્યો કે હવેથી કા'બાનું વાલીપણું પણ તૌહીદપરસ્તોના હાથમાં રહેવું જોઈએ અને બૈતુલ્લાહની સીમાની અંદર શિર્ક અને જહાલતની તમામ વિધિઓ પણ બળપૂર્વક બંધ કરી દેવી જોઈએ, બલકે હવે મુશ્રિકો આ ઘરની નજીક ફરકવા પણ ન પામે કે જેથી આ ઇબ્રાહીમી બુનિયાદના શિર્કથી દૂષિત થવાની કોઈ શકયતા બાકી ન રહે.

ક. અરબસ્તાનના સાંસ્કૃતિક જીવનમાં જહાલતકાળના રીતરિવાજોના જે અવશેષો હજુ સુધી બાકી હતાં તેમનું આધુનિક ઇસ્લામીકાળમાં ચાલુ રહેવું કોઈ પણ રીતે યોગ્ય ન હતું, એટલા માટે તેમને જડમૂળથી દૂર કરવા તરફ ધ્યાન દોરવામાં આવ્યું. નસીનો નિયમ આ રિવાજોમાં સૌથી મોટું કલંક હતું એટલા માટે તેની ઉપર સીધો પ્રહાર કરવામાં આવ્યો અને આ જ પ્રહાર વડે મુસલમાનોને જણાવી દેવામાં આવ્યું કે જહાલતના બાકીના અવશેષોની સાથે તેમણે શું કરવું જોઈએ.

(૨) અરબસ્તાનમાં ઇસ્લામનું અભિયાન પૂર્ણતાએ પહોંચી ગયા પછી બીજો મહત્ત્વનો તબકકો જે હવે સામે હતો તે આ હતો કે અરબસ્તાનની બહાર સત્યદીનનું પ્રભાવક્ષેત્ર વિસ્તારવામાં આવે. આ બાબતમાં રોમ અને ઈરાનની રાજકીય શક્તિઓ સૌથી મોટી અડચણો હતી અને એ અનિવાર્ય બની ગયું હતું કે અરબસ્તાનના કામમાંથી નવરા પડ્યા પછી તરત જ તેમની સામે ટકકર લેવામાં આવે. આગળ જતાં અન્ય બિનમુસ્લિમ રાજકીય અને સાંસ્કૃતિ વ્યવસ્થાઓ સાથે પણ આવી જ રીતે મામલો થવાનો હતો. એટલા માટે મુસલમાનોને આદેશ આપવામાં આવ્યો કે અરબસ્તાનની બહાર જે લોકો સત્યદીનના અનુયાયીઓ નથી તેમની સ્વાયત્તતાને તલવારના જોરે ખતમ કરી નાખો, એટલે સુધી કે તેઓ ઇસ્લામી સત્તાના તાબે થઈને રહેવાનું સ્વીકારી લે. જયાં સુધી સત્યદીન ઉપર ઈમાન લાવવાને સંબંધ છે, તેમને એ અખત્યાર છે કે ઈમાન લાવે કે ન લાવે પરંતુ તેમને એ હકક પહોંચતો નથી કે ખુદાની ધરતી ઉપર પોતાનો હુકમ ચલાવે અને માનવસમાજોની લગામ પોતાના હાથમાં રાખીને તેમની બૂરાઈઓને લોકો ઉપર અને તેમની અનુગામી પેઢીઓ ઉપર બળજબરીપૂર્વક લાગુ કરતાં રહે. વધુમાં વધુ જે સ્વતંત્રતાનો ઉપયોગ કરવાની તેમને સત્તા આપી શકાય તે એટલી હદ સુધી હોય કે પોતે જો માર્ગભૂલેલા બનીને રહેવા માગતા હોય તો રહે પણ એ શરતે કે જિઝયહ (ખંડણી) ચૂકવીને ઇસ્લામી રાજયસત્તાના તાબેદાર બનીને રહે.

(૩) ત્રીજી મહત્ત્વની સમસ્યા દંભીઓની હતી જેમની સાથે અત્યાર સુધી હંગામી સમાધાનની દૃષ્ટિએ આંખ આડા કાન કરવાનો અને દરગુજર કરવાનો વ્યવહાર કરવામાં આવી રહ્યો હતો. હવે કેમ કે બાહ્ય જોખમોનું દબાણ ઘટી ગયું હતું, બલકે રહ્યું જ ન હતું, તેથી આદેશ આપવામાં આવ્યો કે ભવિષ્યમાં તેમની સાથે નરમ વલણ દાખવવામાં ન આવે અને એ જ કડક વ્યવહાર સત્યના એ છૂપા વિરોધીઓની સાથે પણ કરવામાં

આવે જે ખુલ્લા સત્યના વિરોધીઓ સાથે કરવામાં આવે છે. આમ, આ જ નીતિ હતી જે અનુસાર નબી સ.અ.વ. એ તબૂકની લડાઈની તૈયારીના જમાનામાં સૂવૈલિમના ઘરમાં આગ લગાવડાવી દીધી જયાં દંભીઓનું એક જૂથ એટલા માટે ભેગું થતું હતું કે મુસલમાનોને લડાઈમાં ભાગ લેવાથી દૂર રાખવાનો પ્રયત્ન કરે, અને આ જ નીતિ હેઠળ તબૂકમાંથી પાછા ફરતાં જ નબી સ.અ.વ. એ પહેલું કામ આ કર્યું કે મસ્જિદેઝિરારને તોડી પાડવા અને સળગાવી મૂકવાનો હુકમ આપી દીધો.

(૪) સાચા મુસલમાનોમાં હજુ સુધી નિર્ધારની જે થોડી ઘણી ખામી હતી તેનો ઈલાજ કરવાનું પણ જરૂરી હતું. કેમ કે ઈસ્લામ વિશ્વવ્યાપી સંઘર્ષના તબકકામાં દાખલ થવાનો હતો અને આ તબકકામાં જયારે એકલા મુસ્લિમ અરબસ્તાનને બિનમુસ્લિમ દુનિયા સાથે ટક્કર ઝીલવાની હતી, ઈમાનની કમજોરી કરતાં વધારે કોઈ આંતરિક જોખમ ઈસ્લામી સમાજ માટે હોઈ શકતો ન હતો. એટલા માટે જે લોકોએ તબૂકના પ્રસંગે તકવાદ અને નબળાઈ દેખાડ્યા હતાં તેમને ખૂબ કડક રીતે ઠપકો આપવામાં આવ્યો. પાછળ રહી જનારા લોકોના એ કૃત્યને કે તેઓ કોઈ પણ યોગ્ય કારણ વિના પાછળ રહી ગયાં તેને એક દંભી વર્તન અને ઈમાનમાં તેમના ખોટા હોવાનો ખુલ્લો પુરાવો ઠરાવવામાં આવ્યો, અને ભવિષ્ય માટે ખૂબ જ સ્પષ્ટતાપૂર્વક આ વાત સમજાવી દેવામાં આવી કે અલ્લાહના કલમાને બુલંદ કરવાનો સંઘર્ષ અને કુફ્ર તથા ઈસ્લામનો સંઘર્ષ આ જ અસલ કસોટી છે જેની ઉપર કોઈપણ મુસલમાનના ઈમાનના દાવાને ચકાસવામાં આવશે. જે આ લડાઈમાં ઈસ્લામ માટે જાન,માલ અને સમય તથા શ્રમનો ભોગ આપવાથી દૂર રહેશે તેનું ઈમાન જ ભરોસાપાત્ર નહીં ગણાય અને આ પાસાની કચાશ કોઈ બીજા ધાર્મિક કૃત્ય દ્વારા ભરપાઈ કરી શકાશે નહીં.

આ બાબતોને નજર સમક્ષ રાખીને સૂરઃ તૌબાનો અભ્યાસ કરવામાં આવે તો તેના તમામ વિષયો સહેલાઈથી સમજમાં આવી જશે.



| رُكُوْعَاتُهَا ١٦ | سُوْرَةُ التَّوْبَةِ مَدَنِيَّةٌ | اٰيَاتُهَا ١٢٩ |
| --- | --- | --- |
| રુકૂઅ : ૧૬ | સૂરઃ અત્તૌબા, મદની | આયત : ૧૨૯ |

بَرَآءَةٌ مِّنَ اللّٰهِ وَ رَسُوْلِهٖٓ اِلَى الَّذِيْنَ عٰهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ۝١

**જવાબદારીમાંથી મુક્તિની જાહેરાત[1] છે, અલ્લાહ અને તેના પયગમ્બર તરફથી એ મુશ્રિકો પ્રત્યે જેમની સાથે તમે સંધિઓ કરી હતી.[2]**

(૧) જેમ કે અમે સૂરઃની પ્રસ્તાવનામાં જણાવી ગયાં છીએ તેમ આ પ્રવચન પાંચમા રુકૂઅના અંત સુધી હિજરી સન ૯માં ઊતર્યું હતું જ્યારે નબી સ.અ.વ. હઝરત અબૂબક્ર રદિ.ને હજ્જ માટે રવાના કરી ચૂકયા હતાં. તેમના ગયા પછી જ્યારે આ પ્રવચન ઊતર્યું ત્યારે સહાબીઓએ નબી સ.અ.વ.ને કહ્યું કે આને અબૂબક્ર રદિ.ને મોકલી આપો કે જેથી તેઓ હજ્જમાં તેને સંભળાવી દે. પરંતુ આપે કહ્યું કે આ મહત્ત્વની બાબત અંગેની જાહેરાત મારા તરફથી મારા જ ઘરના કોઈ માણસ દ્વારા થવી જોઈએ. એટલા માટે નબી સ.અ.વ.એ હઝરત અલી રદિ.ને આ કામ માટે નીમ્યાં અને સાથે જ હુકમ આપી દીધો કે હાજીઓના જાહેર સંમેલનમાં તેને સંભળાવ્યા પછી નીચે દર્શાવેલી ચાર વાતોની જાહેરાત પણ કરી દેજો. (૧) જન્નતમાં કોઈ એવો માણસ દાખલ નહીં થાય જે ઈસ્લામ ધર્મ સ્વીકારવાનો ઈનકાર કરી દે. (૨) આ વર્ષ પછી કોઈ મુશ્રિક હજ્જ માટે ન આવે. (૩) બૈતુલ્લાહની આસપાસ નગ્ન તવાફ કરવાની મનાઈ છે. (૪) જે લોકોની સાથે રસૂલુલ્લાહ સ.અ.વ.ની સંધિ ચાલુ છે એટલે કે જેમણે સંધિભંગ કર્યો નથી તેમની સાથે સંધિ તેની મુદ્દત સુધી વફાદારીપૂર્વક નિભાવવામાં આવશે.

અત્રે એ જાણી લેવું પણ લાભદાયી રહેશે કે મક્કાવિજય પછી ઈસ્લામીકાળની પહેલી હજ્જ સને ૮ હિજરી માં જૂની પદ્ધતિ પ્રમાણે થઈ. ત્યારપછી હિજરી સને ૯માં આ બીજી હજ્જ મુસલમાનોએ પોતાની પદ્ધતિ પ્રમાણે કરી અને મુશ્રિકોએ તેમની પદ્ધતિ પ્રમાણે. તેના પછી ત્રીજી હજ્જ હિજરી સને ૧૦માં શુદ્ધ ઈસ્લામી પદ્ધતિ ઉપર થઈ અને આ જ એ પ્રખ્યાત હજ્જ છે જેને હજ્જતુલવિદાઅ કહેવામાં આવે છે. નબી સ.અ.વ.પહેલાં બે વર્ષ હજ્જ માટે ન ગયાં. ત્રીજા વર્ષે જયારે શિર્કનો ધરમૂળમાંથી સફાયો થઈ ગયો ત્યારે આપે હજ્જ અદા કરી.

(૨) સૂરઃ અનફાલમાં ૫૮મી આયતમાં આવી ગયું છે કે જયારે તમને કોઈ કોમ તરફથી દગો (સંધિભંગ અને ગદ્દારી)ની આશંકા હોય તો ખુલ્લી રીતે તેમની સંધિ તેમની તરફ ફેંકી દો અને તેને ચેતવી દો કે હવે અમારી તમારી સાથે કોઈ સંધિ અમલમાં નથી. આ જાહેરાત વિના કોઈ પણ સંધિ ધરાવતી કોમની સામે લડાઈની કાર્યવાહી શરૂ કરી દેવી પોતે જ અપ્રમાણિકતાનું આચરણ કરવું છે. આ જ નૈતિક નિયમ પ્રમાણે સંધિઓને રદ કરવાની આ જાહેરાત એ તમામ કબીલાઓ સામે કરવામાં આવી જે સંધિઓ છતાં હંમેશાં ઈસ્લામની વિરૂદ્ધ કાવતરા કરતા હતાં અને તક મળતાં જ સંધિને અભરાએ ચઢાવી દઈને દુશ્મની દાખવતા હતાં. આ સ્થિતિ બની કિનાના અને બની ઝમરહ અને કદાચ એકાદ બીજા કબીલા સિવાય બાકીના એ તમામ કબીલાઓની હતી જે એ સમય સુધી શિર્ક ઉપર કાયમ હતાં.

સંધિની જવાબદારીમાંથી મુક્તિની આ જાહેરાતથી અરબસ્તાનમાં શિર્ક અને મુશ્રિકોનું અસ્તિત્વ વ્યવહારમાં કાયદા વિરૂદ્ધનું (outlaw) થઈ ગયું અને તેમના માટે સમગ્ર દેશમાં કોઈ આશ્રયસ્થાન બાકી ન રહ્યું

فَسِيۡحُوۡا فِى الۡاَرۡضِ اَرۡبَعَةَ اَشۡهُرٍ وَّاعۡلَمُوۡۤا اَنَّكُمۡ غَيۡرُ
مُعۡجِزِى اللّٰهِ‌ ۙ وَاَنَّ اللّٰهَ مُخۡزِى الۡكٰفِرِيۡنَ ۝٢ وَاَذَانٌ مِّنَ
اللّٰهِ وَرَسُوۡلِهٖۤ اِلَى النَّاسِ يَوۡمَ الۡحَجِّ الۡاَكۡبَرِ اَنَّ اللّٰهَ

**તો હવે તમે દેશમાં બીજા ચાર મહિના હરીફરી લો[૩] અને જાણી લો કે તમે અલ્લાહને વિવશ કરનાર નથી, અને આ કે અલ્લાહ સત્યનો ઈનકાર કરનારાઓને ફજેત કરવાનો છે.**

**અને જાહેર સૂચના છે અલ્લાહ અને તેના પયગમ્બર તરફથી હજ્જેઅકબરના દિવસે[૪] તમામ લોકો માટે કે અલ્લાહ**

કેમ કે દેશનો મોટાભાગનો હિસ્સો ઈસ્લામની સત્તા હેઠળ આવી ગયેલો હતો. આ લોકો તો તેમની જગ્યાએ આ વાતની રાહ જોઈ રહ્યા હતાં કે રોમ અને ઈરાન તરફથી ઈસ્લામી રાજય માટે જયારે કોઈ ખતરો ઊભો થાય અથવા નબી સ.અ.વ. અવસાન પામે તો અચાનક જ સંધિભંગ કરીને દેશની અંદર વર્ગવિગ્રહ ઊભો કરી દઈએ. પરંતુ અલ્લાહ અને તેના પયગમ્બરે તેમની અપેક્ષિત પળ આવતાં પહેલાં જ બાજી તેમની ઉપર ઊંધી પાડી દીધી અને સંધિની જવાબદારીમાંથી મુક્તિનો એલાન કરીને તેમના માટે આના સિવાય કોઈ રસ્તો બાકી રહેવા દીધો નહીં કે કાં તો લડવા માટે તૈયાર થઈ જાય અને ઈસ્લામી તાકાત સાથે ટકરાઈને ધરતી ઉપરથી નાબૂદ થાય, અથવા દેશ છોડીને નીકળી જાય અથવા ઈસ્લામનો સ્વીકાર કરીને પોતાને તથા પોતાના પ્રદેશને એ વ્યવસ્થા અને શિસ્તના હાથમાં આપી દે જે દેશના મોટાભાગના પ્રદેશને પહેલાંથી જ જાપ્તા હેઠળ લાવી ચૂકી હતી.

આ શાનદાર ઉપાય પાછળની સમગ્ર નીતિ ત્યારે જ સમજાઈ શકે કે જયારે આપણે ઈર્તિદાદના (ઈસ્લામત્યાગ) ફિત્નાને નજર સમક્ષ રાખીએ કે જે આ ઘટનાના દોઢ વર્ષ પછી જ નબી સ.અ.વ.નું અવસાન થતાં દેશના વિવિધ ભાગોમાં ઊભો થયો હતો અને જેણે ઈસ્લામના તાજા જ બંધાયેલા મહેલને એક જ ઝાટકે હચમચાવી મૂકયો હતો. જો હિજરી સન ૯માં આ જવાબદારીમાંથી મુક્તિની જાહેરાત વડે શિર્કની સંગઠિત શક્તિને સમાપ્ત કરી દેવામાં ન આવી હોત તેમજ સમગ્ર દેશ ઉપર ઈસ્લામી શક્તિનું નિયમન જારી કરવાની કામગીરી પહેલાંથી જ પૂર્ણ કરી દેવામાં ન આવી હોત તો ઈર્તિદાદના રૂપમાં જે ફિત્નો હઝરત અબૂબક્ર રદિ.ની ખિલાફતના આરંભકાળમાં ઊભો થયો હતો તેનાથી ઓછામાં ઓછી ૧૦ ગણી વધારે તાકાત સાથે વિદ્રોહ અને આંતરવિગ્રહનો ફિત્નો ઊભો થયો હોત અને કદાચ ઈસ્લામી ઈતિહાસનું સ્વરૂપ તેના આજના સ્વરૂપ કરતાં સાવ ભિન્ન જ હોત.

(૩) આ જાહેરાત ૧૦ ઝિલહજ્જ, હિજરી સને ૯ ના દિવસે થઈ હતી. એ વખતે ૧૦ રબીઉસ્સાની, હિજરી સને ૧૦ થી ૪ મહિનાની મહેતલ એ લોકોને આપવામાં આવી કે આ સમય દરમ્યાન તેઓ પોતાની સ્થિતિ ઉપર સારી રીતે વિચાર કરી લે. લડવું હોય તો લડાઈ માટે તૈયાર થઈ જાય અને દેશ છોડવો હોય તો પોતાના માટે આશ્રયસ્થાન શોધી લે તેમજ જો ઈસ્લામ કબૂલ કરવો હોય તો સમજી વિચારીને કબૂલ કરી લે.

(૪) એટલે કે ૧૦ ઝિલહજ્જ, જેને યૌમુન્નહર કહેવામાં આવે છે તેના વિષે હદીસમાં આવે છે કે હજ્જતુલવિદાઅમાં નબી સ.અ.વ.એ પ્રવચન કરતી વખતે ઉપસ્થિત લોકોને પૂછ્યું, આ કયો દિવસ છે ?

بَرِیْٓءٌ مِّنَ الْمُشْرِكِیْنَ ۙ۬ وَ رَسُوْلُهٗ ؕ فَاِنْ تُبْتُمْ فَهُوَ خَیْرٌ
لَّكُمْ ۚ وَ اِنْ تَوَلَّیْتُمْ فَاعْلَمُوْۤا اَنَّكُمْ غَیْرُ مُعْجِزِی اللّٰهِ ؕ وَ بَشِّرِ
الَّذِیْنَ كَفَرُوْا بِعَذَابٍ اَلِیْمٍ ۟ۙ ﴿۳﴾ اِلَّا الَّذِیْنَ عٰهَدْتُّمْ مِّنَ
الْمُشْرِكِیْنَ ثُمَّ لَمْ یَنْقُصُوْكُمْ شَیْـًٔا وَّ لَمْ یُظَاهِرُوْا عَلَیْكُمْ
اَحَدًا فَاَتِمُّوْۤا اِلَیْهِمْ عَهْدَهُمْ اِلٰی مُدَّتِهِمْ ؕ اِنَّ اللّٰهَ یُحِبُّ
الْمُتَّقِیْنَ ﴿۴﴾ فَاِذَا انْسَلَخَ الْاَشْهُرُ الْحُرُمُ فَاقْتُلُوا الْمُشْرِكِیْنَ
حَیْثُ وَجَدْتُّمُوْهُمْ وَ خُذُوْهُمْ وَ احْصُرُوْهُمْ وَ اقْعُدُوْا

**મુશ્રિકો સાથેની જવાબદારીમાંથી મુકત છે અને તેનો પયગમ્બર પણ. હવે જો તમે લોકો તોબા કરી લો તો તમારા જ માટે સારું છે અને જો મોઢું ફેરવતાં હોવ તો બરાબર સમજી લો કે તમે અલ્લાહને વિવશ કરનારાં નથી. અને હે નબી, ઈનકાર કરનારાંને સખત સજાના ખુશખબર સંભળાવી દો, એ મુશ્રિકો સિવાય કે જેમની સાથે તમે સંધિઓ કરી પછી તેમણે તેમની સંધિઓના પાલનમાં તમારી સાથે કોઈ કચાશ ન રાખી તેમજ ન તો તમારી વિરુદ્ધ કોઈની મદદ કરી, તો આવા લોકોની સાથે તમે પણ સંધિની મુદત સુધી પાલન કરો કારણ કે અલ્લાહ સંયમી લોકોને જ પસંદ કરે છે.[૫]**

**પછી હરામ મહિનાઓ પસાર થઈ જાય[૬] ત્યારે મુશ્રિકોને જ્યાં જુઓ ત્યાં મારો અને તેમને પકડો અને ઘેરી લો અને દરેક ઘાત સ્થાનમાં**

લોકોએ કહ્યું, યૌમુન્નહર છે. આપે કહ્યું, هٰذا یوم الحج الاکبر ''આ હજજે અકબરનો દિવસ છે.'' હજજે અકબર શબ્દ હજજે અસગરની સરખામણીમાં બોલવામાં આવે છે. આરબો ઉમરહને હજજે અસગર કહેતા હતાં. તેની સરખામણીમાં એ હજજ કે જે ઝિલહજજ મહિનાની નકકી કરેલી તારીખોમાં કરવામાં આવે છે તેને હજજે અકબર કહેવામાં આવે છે.

(૫) એટલે કે આ વાત સંયમ વિરૂદ્ધ હશે કે જેમણે તમારી સાથે કોઈ પણ પ્રકારનો સંધિભંગ કર્યો નથી તેમની સાથે તમે સંધિભંગ કરો. અલ્લાહની નજીક ગમતાં લોકો એ જ છે જે દરેક સ્થિતિમાં સંયમ ઉપર મક્કમ રહે.

(૬) અહીં હરામ મહિનાઓનો અર્થ રૂઢિપ્રયોગમાં વપરાતા અશ્હરેહુરુમ (આદરણીય મહિનાઓ) નથી જે હજજ અને ઉમરહ માટે હરામ ઠરાવી દેવામાં આવ્યાં છે પરંતુ આ જગ્યાએ એ ચાર મહિના છે જેની

لَهُمْ كُلَّ مَرْصَدٍ ۚ فَإِنْ تَابُوا وَأَقَامُوا الصَّلَوٰةَ وَآتَوُا الزَّكَوٰةَ
فَخَلُّوا سَبِيلَهُمْ ۚ إِنَّ اللَّهَ غَفُورٌ رَّحِيمٌ ۝٥ وَإِنْ أَحَدٌ مِّنَ
الْمُشْرِكِينَ اسْتَجَارَكَ فَأَجِرْهُ حَتَّىٰ يَسْمَعَ كَلَٰمَ اللَّهِ ثُمَّ أَبْلِغْهُ
مَأْمَنَهُ ۚ ذَٰلِكَ بِأَنَّهُمْ قَوْمٌ لَّا يَعْلَمُونَ ۝٦ كَيْفَ يَكُونُ لِلْمُشْرِكِينَ
عَهْدٌ عِندَ اللَّهِ وَعِندَ رَسُولِهِ إِلَّا الَّذِينَ عَاهَدتُّمْ عِندَ الْمَسْجِدِ
الْحَرَامِ ۖ فَمَا اسْتَقَامُوا لَكُمْ فَاسْتَقِيمُوا لَهُمْ ۚ إِنَّ اللَّهَ يُحِبُّ الْمُتَّقِينَ ۝٧

રુકૂઅ ૧

**તેમની ખબર લઈ નાખવા માટે દરેક જગ્યાએ ટાંપીને બેસો. પછી જો તેઓ તોબા કરી લે અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે તો તેમને છોડી દો.[૭] અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. અને મુશ્રિકોમાંથી જો કોઈ માણસ શરણ માગીને તમારી પાસે આવવા માગે (કે જેથી અલ્લાહની વાણી સાંભળે) તો તેને શરણ આપી દો એટલે સુધી કે તે અલ્લાહનો કલામ સાંભળી લે. પછી તેને તેના સલામત સ્થળે પહોંચાડી દો. આ એટલા માટે કરવું જોઈએ કે આ લોકો જ્ઞાન ધરાવતાં નથી.[૮] (રુકૂઅ ૧).**

**આ મુશ્રિકો માટે અલ્લાહ અને તેના પયગમ્બરને ત્યાં કોઈ સંધિ કેવી રીતે સંભવી શકે છે ? —— એ લોકો સિવાય કે જેમની સાથે તમે મસ્જિદેહરામની પાસે સંધિ કરી હતી,[૯] તો જ્યાં સુધી તેઓ તમારી સાથે સીધા રહે તમે પણ તેમની સાથે સીધા રહો કારણ કે અલ્લાહ સંયમી લોકોને પસંદ કરે છે —— પરંતુ આમના સિવાય**

મહેતલ મુશ્રિકોને આપવામાં આવી હતી. કેમ કે આ મહેતલના સમય દરમ્યાન મુસલમાનો માટે કાનૂની રીતે યોગ્ય ન હતું કે મુશ્રિકો ઉપર હુમલો કરી દે. એટલા માટે તેમને હરામ મહિના કહેવામાં આવ્યાં છે.

(૭) એટલે કે કુફ્ર અને શિર્કથી માત્ર તોબા કરી લેવા ઉપર જ મામલાત પૂરી થશે નહીં બલકે તેમણે સક્રિય રીતે નમાઝ કાયમ કરવી પડશે તેમજ ઝકાત આપવી પડશે. એ વિના આ માનવામાં આવશે નહીં કે તેમણે કુફ્ર છોડીને ઇસ્લામ અપનાવી લીધો છે. આ જ આયતનો હઝરત અબૂબક્ર રદિ.એ ઈર્તિદાદના ફિત્ના વખતે આધાર લીધો હતો. નબી સ.અ.વ.ના અવસાન પછી જે લોકોએ આ ફિત્નો ઊભો કર્યો હતો તેમાંથી એક વર્ગ એમ કહેતો હતો કે અમે ઇસ્લામના ઇનકારી નથી, નમાઝ પણ પઢવા માટે તૈયાર છીએ પરંતુ ઝકાત આપીશું નહીં. સહાબીઓને સામાન્ય રીતે આ મૂંઝવણ રહેતી હતી કે આવા લોકોની સામે તલવાર કેવી રીતે ઉગામી

كَيْفَ وَ اِنْ يَّظْهَرُوْا عَلَيْكُمْ لَا يَرْقُبُوْا فِيْكُمْ اِلًّا وَّ لَا ذِمَّةً ؕ
يُرْضُوْنَكُمْ بِاَفْوَاهِهِمْ وَ تَاْبٰى قُلُوْبُهُمْ ۚ وَ اَكْثَرُهُمْ
فٰسِقُوْنَ ۚ﴿۸﴾ اِشْتَرَوْا بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا فَصَدُّوْا
عَنْ سَبِيْلِهٖ ؕ اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۹﴾

**બીજા મુશ્રિકો સાથે કોઈ સંધિ કેવી રીતે હોઈ શકે છે કે જયારે તેમની હાલત આ છે કે તમારી ઉપર કાબૂ મેળવી લે તો ન ત્યારે તમારા મામલામાં કોઈ સગપણનો આદર કરે છે, ન તો કોઈ સંધિની જવાબદારીનો. તેઓ તેમના મોઢેથી તમને ખુશ કરવાનો પ્રયત્ન કરે છે પરંતુ તેમના દિલ ઈનકાર કરે છે[૧૦] અને તેમનામાંથી મોટાભાગના દુરાચારી છે.[૧૧] તેમણે અલ્લાહની આયતોના બદલામાં થોડી કીંમત સ્વીકારી લીધી[૧૨] પછી અલ્લાહના માર્ગમાં અવરોધ બનીને ઊભા થઈ ગયાં.[૧૩] ખૂબ જ ખરાબ કરતૂકો હતાં જે તેઓ કરતા રહ્યાં.**

શકાય.પરંતુ હઝરત અબૂબક્ર રદિ.એ આ આયતનો હવાલો ટાંકીને કહ્યું કે આપણને તો એ લોકોને છોડી દેવાનો હુકમ ફકત એ જ સ્થિતિમાં આપવામાં આવ્યો હતો કે જયારે આ લોકો શિર્કથી તોબા કરી લે, નમાઝ કાયમ કરે અને ઝકાત આપે. પરંતુ જયારે આ લોકો ત્રણ શરતોમાંથી એક શરતનો છેદ ઉડાડી દે છે ત્યારે તેમને આપણે કેવી રીતે છોડી દઈએ.

(૮) એટલે કે લડાઈ દરમ્યાન જો કોઈ દુશ્મન તમને વિનંતી કરે કે હું ઈસ્લામ વિષે સમજવા માગુ છું ત્યારે મુસલમાનોએ તેને સલામતી પૂરી પાડીને તેમને ત્યાં આવવાની તક આપવી જોઈએ તથા તેને સમજાવવો જોઈએ. પછી જો તે કબૂલ ન કરે તો તેને તમારી સુરક્ષા હેઠળ તેના ઠેકાણાં ઉપર પાછો પહોંચાડી દેવો જોઈએ. ઈસ્લામી કાનૂનમાં જે માણસ સલામતી મેળવીને દારુલઈસ્લામમાં આવે તેને મુસ્તામિન ......... કહેવામાં આવે છે.

(૯) એટલે કે બની કિનાના અને બની ખુઝાઆ તથા બની ઝમ્રહ.

(૧૦) એટલે કે દેખીતી રીતે તો તેઓ સમાધાનની શરતો નકકી કરે છે પરંતુ મનમાં સંધિભંગનો ઈરાદો હોય છે અને આનો પુરાવો અનુભવમાંથી આવી રીતે મળે છે કે જયારે પણ તેમણે સંધિ કરી ત્યારે તોડવા જ માટે કરી.

(૧૧) એટલે કે એવા લોકો છે કે જેમને ન તો નૈતિક જવાબદારીઓનું ભાન છે ન તો નૈતિક બંધનોને તોડવાનો કોઈ ડર.

(૧૨) એટલે કે એક તરફ અલ્લાહની આયતો તેમને ભલાઈ, સીધા રસ્તા અને સાચા કાનૂનના પાલન તરફ બોલાવી રહ્યાં હતાં. બીજી તરફ દુનિયાના જીવનના એ થોડા દિવસના ફાયદા હતાં જે મનની નિરંકુશ ઈચ્છાઓનું નિરંકુશ અનુસરણ કરવાથી મળતા હતાં. આ લોકોએ આ બન્ને વસ્તુઓની તુલના કરી અને પછી પહેલીને છોડીને બીજી વસ્તુને પોતાના માટે પસંદ કરી લીધી.

(૧૩) એટલે કે આ જાલિમો માર્ગદર્શનને બદલે ગુમરાહીને ખુદ પોતાના માટે પસંદ કરીને જ અટકયા

لَا يَرْقُبُوْنَ فِيْ مُؤْمِنٍ اِلًّا وَّلَا ذِمَّةً ؕ وَاُولٰٓئِكَ هُمُ الْمُعْتَدُوْنَ ⑩
فَاِنْ تَابُوْا وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ فَاِخْوَانُكُمْ فِي
الدِّيْنِ ؕ وَنُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ⑪ وَاِنْ نَّكَثُوْٓا
اَيْمَانَهُمْ مِّنْ بَعْدِ عَهْدِهِمْ وَطَعَنُوْا فِيْ دِيْنِكُمْ فَقَاتِلُوْٓا
اَئِمَّةَ الْكُفْرِ ۙ اِنَّهُمْ لَآ اَيْمَانَ لَهُمْ لَعَلَّهُمْ يَنْتَهُوْنَ ⑫

**કોઈ મોમિનના મામલામાં આ લોકો ન તો સગપણનું માન રાખે છે અને ન તો કોઈ સંધિની જવાબદારીનો અને અત્યાચાર હંમેશાં તેમના તરફથી જ થયો છે. તેથી જો આ લોકો તોબા કરી લે અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે તો તમારા ધર્મ ભાઈ છે. અને જાણકાર લોકો માટે અમે અમારા આદેશો સ્પષ્ટ કરી દઈએ છીએ.[૧૪] અને જો સંધિ કર્યા પછી આ લોકો ફરીથી તેમની સોગંદોને તોડી નાખે અને તમારા દીન ઉપર હુમલા કરવાનું શરૂ કરી દે તો કુફ્રના ઝંડાધારીઓ સાથે લડાઈ કરો કારણ કે તેમની સોગંદોનો કોઈ ભરોસો નથી. કદાચ (પછી તલવારના જ જોરે) તેઓ અટકશે.[૧૫]**

નહીં બલકે આનાથી આગળ વધીને તેમણે આ પ્રયત્ન કર્યો કે સત્યના સંદેશનું કામ કોઈ પણ રીતે ચાલી શકે નહીં, ભલાઈ અને સુધારણાના આ સાદને કોઈ સાંભળવા ન પામે, બલકે એ મોઢાં જ બંધ કરી દેવામાં આવે જેમાંથી આ પોકાર બુલંદ થાય છે. જે સદાચારી જીવનવ્યવસ્થાને અલ્લાહતઆલા ધરતી ઉપર કાયમ કરવા માગતો હતો તેની સ્થાપનાને રોકવામાં તેમણે પૂર્ણ તાકાત લગાવી દીધી અને એ લોકો માટે જીવન મુશ્કેલ બનાવી દીધું જે આ વ્યવસ્થાને સત્ય માનીને તેના અનુયાયી બનેલા હતાં.

(૧૪) અહીં ફરીથી આ સ્પષ્ટતા કરવામાં આવી છે કે નમાઝ અને ઝકાત વિના ફકત તોબા કરી લેવાથી તેઓ તમારા દીનીભાઈ બની જશે નહીં.

અને આમ કહેવું કે આવું કરે તો તેઓ તમારા દીનીભાઈ છે તો આનો અર્થ આ છે કે આ શરતો પૂરી કરવાનું પરિણામ ફકત આટલું જ નહીં આવે કે તમારા માટે તેમની ઉપર હાથ ઉગામવાનું તથા તેમના જાનમાલ સાથે છેડછાડ કરવાનું હરામ થઈ જશે. બલકે આ ઉપરાંત આ ફાયદો પણ થશે કે ઈસ્લામી સમાજમાં તેમને સમાન હકકો મળી જશે. સામાજિક, સાંસ્કૃતિક અને કાનૂની હેસિયતથી તેઓ બીજા તમામ મુસલમાનો જેવાં હશે. કોઈ ભેદભાવ તેમના વિકાસમાં અવરોધક નહીં બને.

(૧૫) આ જગ્યાએ સંદર્ભ પોતે દર્શાવી રહ્યું છે કે સંધિનો અર્થ કુફ્ર છોડીને ઈસ્લામનો સ્વીકાર કરી લેવાનો વાયદો છે. એટલા માટે કે આ લોકો સાથે હવે કોઈ બીજી સંધિ કરવાનો તો કોઈ પ્રશ્ન બાકી જ ન રહ્યો હતો. અગાઉની બધી જ સંધિઓ તેઓ તોડી ચુકયા હતાં. તેમના સંધિભંગના કારણે જ અલ્લાહ અને તેના

اَلَا تُقَاتِلُوْنَ قَوْمًا نَّكَثُوْٓا اَيْمَانَهُمْ وَهَمُّوْا بِاِخْرَاجِ

**શું તમે એવાં લોકો સાથે નહીં લડો[૧૬] જે તેમની સંધિઓનો ભંગ કરતા આવ્યાં છે અને જેમણે પયગમ્બરને દેશમાંથી**

પયગમ્બર તરફથી જવાબદારીમાંથી મુક્તિની જાહેરાત તેમને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દેવામાં આવી હતી. અને આ પણ કહી દેવામાં આવ્યું હતું કે આવા લોકોની સાથે કોઈ સંધિ કરી જ કેવી રીતે શકાય. અને આ હુકમ પણ આપી દેવામાં આવ્યો હતો કે હવે તેમને ફકત આ જ સ્થિતિમાં છોડી શકાય તેમ છે કે આ લોકો કુફ્ર અને શિર્કથી તોબા કરીને નમાઝ કાયમ કરવાની તેમજ ઝકાત આપવાનું બંધન સ્વીકારી લે. એટલા માટે આ આયત મુર્તદ થનારા લોકો સાથે લડાઈ કરવાની બાબતમાં તદ્દન સ્પષ્ટ છે. હકીકતમાં આમાં ઈર્તિદાદના એ ફિત્ના તરફ ઈશારો કરવામાં આવ્યો છે જે દોઢ વર્ષ પછી હઝરત અબૂબક્ર સિદ્દીક રદિ.ની ખિલાફતમાં ઊભો થયો. તેમણે એ વખતે જે કાર્યવાહી કરી તે બરાબર આ હુકમ પ્રમાણે હતી જે આ આયતમાં પહેલાંથી જ આપી દેવામાં આવેલો હતો. (વધુ સમજૂતી માટે જુઓ, મારૂં પુસ્તક ''મુર્તદકી સઝા ઈસ્લામી કાનૂનમેં'')

(૧૬) હવે પ્રવચનની દિશા મુસલમાનો તરફ વળે છે અને તેમને લડાઈ માટે પ્રોત્સાહિત કરવા અને દીનની બાબતમાં સગપણના કોઈ સંબંધ તથા દુનિયાના કોઈ લાભાલાભની પરવા ન કરવા માટે ભરપૂર અનુરોધ કરવામાં આવી રહ્યો છે. પ્રવચનના આ ભાગના હાર્દને પૂરી રીતે સમજવા માટે ફરી એક વખત એ પરિસ્થિતિ સામે રાખી લેવી જોઈએ જે એ વખતે પ્રવર્તતી હતી. નિઃશંકપણે ઈસ્લામ હવે દેશના મોટાભાગના વિસ્તાર ઉપર છવાઈ ગયો હતો અને અરબસ્તાનમાં એવી કોઈ મોટી શક્તિ બાકી રહી ન હતી જે તેના સંદેશને લડવા માટે પડકારી શકે તેવી હોય, આમ છતાં જે નિર્ણાયક પગલું અને અત્યંત ક્રાંતિકારી પગલું એ વખતે ઊઠાવવામાં આવી રહ્યું હતું તેની અંદર ઘણાં ભયજનક પાસાં બાહ્ય દૃષ્ટિથી જોનારાંને દેખાઈ રહ્યા હતાં :

પહેલું, તમામ મુશ્રિક કબીલાઓને એકીસાથે સંધિઓના રદિયાનો પડકાર આપી દેવો, પછી મુશ્રિકો માટે હજ્જ ઉપર પ્રતિબંધ, કા'બાના વાલીપણામાં ફેરફાર, અને જહાલતકાળની વિધિઓ સંપૂર્ણ રીતે બંધ કરવી, આનો અર્થ આ થતો હતો કે એક વખત સમગ્ર દેશમાં આગ લાગી જાય અને મુશ્રિકો અને દંભીઓ તેમના લોહીનું છેલ્લું ટીપું પણ પોતાના હિતો અને પૂર્વગ્રહોના રક્ષણ માટે વહેવડાવી દેવા માટે તૈયાર થઈ જાય.

બીજું, હજ્જને માત્ર તૌહીદપરસ્તો માટે વિશિષ્ટ કરી દેવાનો અને મુશ્રિકો માટે કા'બાનો માર્ગ બંધ કરી દેવાનો અર્થ આ હતો કે દેશની વસ્તીનો એ ગણનાપાત્ર ભાગ કે જે હજી મુશ્રિક હતો તે કા'બા તરફ એ હિલચાલથી દૂર રહે જે ફકત દીનની દૃષ્ટિએ જ નહીં બલકે આર્થિક દૃષ્ટિએ પણ અરબસ્તાનમાં અસાધારણ મુકામ ધરાવતી હતી અને જેની ઉપર એ જમાનામાં અરબસ્તાનના આર્થિક જીવનનો ઘણો મોટો આધાર હતો.

ત્રીજું, જે લોકો હુદૈબિયહની સંધિ અને મક્કા વિજય પછી ઈમાન લાવ્યા હતાં તેમના માટે આ મામલો ખૂબ જ કઠણ અજમાયશનો હતો કેમ કે તેમના ઘણાંખરા મિત્રો અને સગાવહાલાં હજુ સુધી મુશ્રિક હતાં અને તેમાં એવા લોકો પણ હતાં જેમના હિત જૂની જહાલત વ્યવસ્થાના પદો સાથે સંકળાયેલા હતાં. હવે બાહ્ય રીતે બધાં જ આરબ મુશ્રિકોને નેસ્તનાબૂદ કરી નાખવાની જે તૈયારી કરવામાં આવી રહી હતી તેનો અર્થ આ હતો કે આ નવા મુસલમાનો પોતે પોતાના હાથે પોતાના કુટુંબો અને પોતાના સગાંને મારી નાખે અને તેમના દરજ્જા અને પદો તેમજ સૈકાઓથી સ્થપાયેલા વિશેષાધિકારોને ખતમ કરી નાખે.

الرَّسُوْلِ وَهُمْ بَدَءُوْكُمْ اَوَّلَ مَرَّةٍ ؕ اَتَخْشَوْنَهُمْ ۚ فَاللّٰهُ
اَحَقُّ اَنْ تَخْشَوْهُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣﴾ قَاتِلُوْهُمْ
يُعَذِّبْهُمُ اللّٰهُ بِاَيْدِيْكُمْ وَ يُخْزِهِمْ وَ يَنْصُرْكُمْ عَلَيْهِمْ
وَ يَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ﴿١٤﴾ لا وَ يُذْهِبْ غَيْظَ قُلُوْبِهِمْ ؕ
وَ يَتُوْبُ اللّٰهُ عَلٰى مَنْ يَّشَآءُ ؕ وَ اللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١٥﴾
اَمْ حَسِبْتُمْ اَنْ تُتْرَكُوْا وَ لَمَّا يَعْلَمِ اللّٰهُ الَّذِيْنَ جٰهَدُوْا

---

**કાઢી મૂકવાનો ઈરાદો કર્યો હતો અને અત્યાચારની શરૂઆત કરનારાં તેઓ જ હતાં ? શું તમે તેમનાથી ડરો છો ? જો તમે મોમિન હોવ તો અલ્લાહ આનો વધારે હક્કદાર છે કે તેનાથી ડરો. તેમની સાથે લડો, અલ્લાહ તમારા હાથો વડે તેમને સજા અપાવશે અને તેમને અપમાનિત અને ફજેત કરશે અને તેમની સામે તમારી મદદ કરશે અને ઘણાં મોમિનોના દિલોને ઠંડા કરશે. અને તેમના દિલોની બળતરા મટાડી દેશે, અને જેને ઈચ્છશે તોબાની અનુકૂળતા પણ કરી દેશે.[૧૭] અલ્લાહ બધું જ જાણનાર અને ડહાપણવાળો છે. શું તમે લોકોએ એમ માની લીધું છે કે આમ જ છોડી દેવામાં આવશો જો કે હજી અલ્લાહે આ તો જોયું જ નથી કે તમારામાંથી કોણ એ લોકો છે જેમણે (તેના માર્ગમાં)**

---

જો કે હકીકતમાં આમાંથી કોઈ ખતરો વ્યવહારમાં ઊભો થયો નહીં. જવાબદારીમાંથી મુક્તિના એલાનથી સાર્વત્રિક લડાઈની આગ ભભૂકી ઊઠવાને બદલે પરિણામ આ આવ્યું કે આસપાસના તેમજ અરબસ્તાનની સાથે જોડાયેલાં બધાં જ રડયાખડયા મુશ્રિક કબીલાઓ, સરદારો અને રજવાડાંના પ્રતિનિધિમંડળો આવવા માંડયાં જેમણે નબી સ.અ.વ.ની સમક્ષ ઈસ્લામ અને આજ્ઞાંકિતતાની પ્રતિજ્ઞા લીધી અને તેમના ઈસ્લામ કબૂલ કરી લેવા બદલ નબી સ.અ.વ.એ દરેકને તેના સ્થાન ઉપર રહેવા દીધા. પરંતુ જે વખતે આ નીતિની જાહેરાત કરવામાં આવી રહી હતી તે વખતે તો કોઈ પણ સંજોગોમાં કોઈ પણ માણસ આ પરિણામને પેશગી જોઈ શકે તેમ ન હતો. આ ઉપરાંત, આ જાહેરાતની સાથે જ જો મુસલમાનો બળપૂર્વક તેને લાગુ કરવા માટે પૂરી રીતે તૈયાર ન થઈ જાત તો કદાચ આ પરિણામ આવ્યું જ ન હોત. એટલા માટે જરૂરી હતું કે મુસલમાનોને આ તબકકે અલ્લાહના માર્ગમાં જિહાદ કરવા માટે ભરપૂર અનુરોધ કરવામાં આવે અને તેમના મગજમાંથી એ તમામ આશંકાઓ દૂર કરી દેવામાં આવે જે આ નીતિ ઉપર અમલ કરવામાં તેમને દેખાઈ રહી હતી, તથા તેમને હુકમ આપવામાં આવે કે અલ્લાહની મરજી પૂરી કરવામાં તેમણે કોઈ વસ્તુની પરવા કરવી જોઈએ નહીં. આ જ વિષય આ પ્રવચનનો અસલ હેતુ છે.




مِنْكُمْ وَلَمْ يَتَّخِذُوْا مِنْ دُوْنِ اللّٰهِ وَلَا رَسُوْلِهٖ وَلَا الْمُؤْمِنِيْنَ
لِيْجَةً ؕ وَاللّٰهُ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٦﴾ مَا كَانَ لِلْمُشْرِكِيْنَ
اَنْ يَّعْمُرُوْا مَسٰجِدَ اللّٰهِ شٰهِدِيْنَ عَلٰٓى اَنْفُسِهِمْ بِالْكُفْرِ ؕ
اُولٰٓئِكَ حَبِطَتْ اَعْمَالُهُمْ ۚۖ وَفِى النَّارِ هُمْ خٰلِدُوْنَ ﴿١٧﴾

---

**સંઘર્ષ કર્યો અને અલ્લાહ અને તેના પયગમ્બર અને મોમિનો સિવાય કોઈને જિગરી દોસ્ત ન બનાવ્યાં,[18] જે કંઈ તમે કરો છો અલ્લાહ તેનાથી માહિતગાર છે. (રુકૂઅ ૨)**

**આ કામ મુશ્રિકોનું નથી કે તે અલ્લાહની મસ્જિદોના મુજાવર અને સેવક બને જો કે પોતે પોતાની જાત માટે કુફ્રની સાક્ષી આપી રહ્યાં છે.[19] તેમના તો બધાં જ કર્મ વ્યર્થ થઈ ગયાં[20] અને તેમને હંમેશાં જહન્નમમાં રહેવાનું છે.**

---

(૧૭) આ એક હળવો સંકેત એ શકયતા તરફ છે કે જે આગળ જઈને ઘટના સ્વરૂપે સામે આવી. મુસલમાનો જે આ માની રહ્યા હતાં કે બસ, આ જાહેરાતની સાથે જ દેશમાં લોહીની નદીઓ વહેવા માંડશે, તેમની આ ગેરસમજને દૂર કરવા માટે અહીં સાંકેતિકરૂપે જણાવવામાં આવ્યું છે કે આ નીતિ અપનાવવામાં જયાં આ વાતની શકયતા છે કે યુદ્ધ ફાટી નીકળશે ત્યાં આ વાતની પણ શકયતા છે કે લોકોને તોબા કરવા માટે પ્રેરણા મળશે. પરંતુ આ સંકેતને વધુ સ્પષ્ટ એટલા માટે કરવામાં નથી આવ્યો કે આમ કરવાથી એક તરફ મુસલમાનોની લડાઈની તૈયારી મંદ પડી જાત અને બીજી તરફ મુશ્રિકો માટે એ ધમકીનું પાસું પણ હળવું થઈ જાત જેણે તેમને પૂરી ગંભીરતા સાથે તેમની સ્થિતિની ગંભીરતા ઉપર વિચાર કરવા માટે તથા છેવટે ઈસ્લામી વ્યવસ્થામાં સામેલ થઈ જવા માટે તૈયાર કર્યાં.

(૧૮) અહીં એ લોકોને સંબોધન કરવામાં આવ્યું છે જેમણે ટૂંક સમય પહેલાં જ ઈસ્લામનો સ્વીકાર કર્યો હતો. તેમને કહેવામાં આવી રહ્યું છે કે જયાં સુધી તમે આ અજમાયશમાંથી પસાર થઈને આ સાબિત નહીં કરી દો કે ખરેખર તમે ખુદા અને તેના દીનને તમારા જાનમાલ તથા તમારા મિત્રો કરતાં વધુ પ્રિય રાખો છો, તમને સાચા મોમિન ઠરાવી શકાય તેમ નથી. અત્યાર સુધી તો તમારી બાહ્ય સ્થિતિ આ છે કે ઈસ્લામ કેમ કે સાચા મુસલમાનો અને શરૂઆતમાં આગળ આવી ઈસ્લામ કબૂલ કરનારા મુસલમાનોની કુરબાનીઓથી વિજયી થયો અને દેશ ઉપર છવાઈ ગયો એટલા માટે તમે મુસલમાન થઈ ગયાં.

(૧૯) એટલે કે જે મસ્જિદો એક ખુદાની ઈબાદત માટે બનેલી હોય તેના વાલીઓ, મુજાવરો, સેવકો અને આબાદ કરનાર બનવા માટે એ લોકો કોઈ રીતે યોગ્ય હોઈ શકે નહીં જે ખુદાની સાથે ખુદાઈના ગુણો, હકકો અને અધિકારોમાં બીજા લોકોને ભાગીદાર બનાવતાં હોય. બીજું, જયારે તેઓ ખુદ તૌહીદનો સંદેશ સ્વીકારવાની ના પાડી ચૂકયાં હોય અને તેમણે ચોખ્ખું કહી દીધું હોય કે અમારી બંદગી અને ઈબાદતને એક ખુદા માટે વિશિષ્ટ કરી દેવાને અમે સ્વીકારીશું નહીં ત્યારે તેમને શું અધિકાર કે કોઈ એવા ઉપાસનાગૃહના વાલી

إِنَّمَا يَعْمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنْ اٰمَنَ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ وَ اَقَامَ
الصَّلٰوةَ وَ اٰتَى الزَّكٰوةَ وَ لَمْ يَخْشَ اِلَّا اللّٰهَ فَعَسٰٓى اُولٰٓئِكَ
اَنْ يَّكُوْنُوْا مِنَ الْمُهْتَدِيْنَ ۞١٨ اَجَعَلْتُمْ سِقَايَةَ الْحَآجِّ
وَ عِمَارَةَ الْمَسْجِدِ الْحَرَامِ كَمَنْ اٰمَنَ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ
وَ جٰهَدَ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ لَا يَسْتَوٗنَ عِنْدَ اللّٰهِ ؕ وَ اللّٰهُ
لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ۞١٩ اَلَّذِيْنَ اٰمَنُوْا وَ هَاجَرُوْا

**અલ્લાહની મસ્જિદોને આબાદ કરનારા (મુજાવર અને સેવક) તો એ જ લોકો હોઈ શકે છે જે અલ્લાહ અને અંતિમ દિવસને માને, અને નમાઝ કાયમ કરે, ઝકાત આપે અને અલ્લાહ સિવાય કોઈનાથી ન ડરે. તેમની જ પાસેથી આ અપેક્ષા છે કે સીધા માર્ગે ચાલશે. શું તમે લોકોએ હાજીઓને પાણી પીવડાવવાને અને મસ્જિદેહરામની મુજાવરી કરવાને એ માણસના કામ સમાન ઠેરવી લીધું છે જે ઈમાન લાવ્યો અલ્લાહ ઉપર અને અંતિમ દિવસ ઉપર અને જેણે સંઘર્ષ કર્યો અલ્લાહના માર્ગમાં ?[૨૧] અલ્લાહને ત્યાં તો આ બન્ને સમાન નથી અને અલ્લાહ જાલિમોનું માર્ગદર્શન નથી કરતો. અલ્લાહને ત્યાં તો એ જ લોકોનો**

બનીને રહે જે માત્ર ખુદાની ઉપાસના માટે જ બનાવવામાં આવ્યું હતું.

અહીં જો કે વાત સાર્વજનિક રીતે કહેવામાં આવી છે અને તેની હકીકતની દૃષ્ટિએ આ છે પણ સાર્વજનિક, તેમ છતાં વિશેષરૂપે અહીં તેનો ઉલ્લેખ કરવાનો આ હેતુ છે કે ખાનએકા'બા તથા મસ્જિદેહરામ ઉપરથી મુશ્રિકોના વાલીપણાનો અંત લાવવામાં આવે અને તેની ઉપર હંમેશને માટે તૌહીદપરસ્તોનું વાલીપણું સ્થાપી દેવામાં આવે.

(૨૦) એટલે કે જે થોડીઘણી ખરેખરી સેવા તેમણે બૈતુલ્લાહની કરી તે પણ આ કારણસર વ્યર્થ થઈ ગઈ કે આ લોકો તેની સાથે શિર્ક અને જહાલતની રીતરસમોનું મિશ્રણ કરતા રહ્યાં. તેમની થોડી ભલાઈને તેમની ઘણી મોટી બૂરાઈ ખાઈ ગઈ.

(૨૧) એટલે કે કોઈ સ્થાનકના મઠાધિપતિનો હોદ્દો, મુજાવરી અને થોડાક બાહ્ય રીતે દેખાતાં ધાર્મિક કૃત્યો કરવાં, જેની ઉપર દુનિયાના ઉપરછલ્લી દૃષ્ટિ ધરાવતા લોકો સામાન્ય રીતે ખાનદાની અને પવિત્રતાનો આધાર રાખે છે, ખુદાને ત્યાં કોઈ દરજ્જો ધરાવતાં નથી. સાચું મૂલ્ય ઈમાન અને ખુદાના માર્ગમાં બલિદાનનું છે. આ ગુણો જે માણસ પણ ધરાવતો હોય તે મૂલ્યવાન માણસ છે, ભલે પછી તે કોઈ ઉચ્ચ કુળ સાથે સંબંધ ધરાવતો ન

وَ جٰهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَ اَنْفُسِهِمْ ۙ اَعْظَمُ دَرَجَةً
عِنْدَ اللّٰهِ ؕ وَ اُولٰٓئِكَ هُمُ الْفَآئِزُوْنَ ﴿٢٠﴾ يُبَشِّرُهُمْ رَبُّهُمْ
بِرَحْمَةٍ مِّنْهُ وَ رِضْوَانٍ وَّ جَنّٰتٍ لَّهُمْ فِيْهَا نَعِيْمٌ مُّقِيْمٌ ﴿٢١﴾ ۙ
خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ اِنَّ اللّٰهَ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ ﴿٢٢﴾
يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْٓا اٰبَآءَكُمْ وَ اِخْوَانَكُمْ
اَوْلِيَآءَ اِنِ اسْتَحَبُّوا الْكُفْرَ عَلَى الْاِيْمَانِ ؕ وَ مَنْ يَّتَوَلَّهُمْ
مِّنْكُمْ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٢٣﴾ قُلْ اِنْ كَانَ اٰبَآؤُكُمْ
وَ اَبْنَآؤُكُمْ وَ اِخْوَانُكُمْ وَ اَزْوَاجُكُمْ وَ عَشِيْرَتُكُمْ
وَ اَمْوَالُ ۨاقْتَرَفْتُمُوْهَا وَ تِجَارَةٌ تَخْشَوْنَ كَسَادَهَا

દરજ્જો મોટો છે જે ઈમાન લાવ્યાં અને જેમણે તેના માર્ગમાં ઘરબાર છોડયાં અને જાન અને માલ વડે સંઘર્ષ કર્યો. તેઓ જ સફળ છે. તેમનો માલિક તેમને પોતાની કૃપા અને પ્રસન્નતા અને એવી જન્નતોની ખુશખબર આપે છે જ્યાં તેમના માટે કાયમી સુખસાધનો છે. તેમાં તેઓ હંમેશાં રહેશે. નિઃશંક અલ્લાહ પાસે સેવાઓનું વળતર આપવા માટે ઘણું છે.

હે લોકો જે ઈમાન લાવ્યાં છો, તમારા પિતાઓ અને ભાઈઓને પણ તમારા મિત્ર ન બનાવો જો તેઓ ઈમાન ઉપર કુફ્રને અગ્રતા આપે. તમારામાંથી જે લોકો તેમને મિત્ર બનાવશે તેઓ જ જુલમી હશે. હે નબી, કહી દો કે જો તમારા પિતાઓ અને તમારા પુત્રો, અને તમારા ભાઈ, અને તમારી પત્નીઓ, અને તમારા સગાસંબંધીઓ અને તમારા એ માલ જે તમે કમાવ્યાં છે, અને તમારા એ વેપાર-ધંધા જેના મંદા થઈ જવાનો તમને ભય છે

હોય તેમજ કોઈ પણ પ્રકારના વિશિષ્ટ છોગાં તેને લાગેલાં ન હોય. પરંતુ જે લોકો આ ગુણો ધરાવતાં નથી તેઓ માત્ર એટલા જ માટે કે તેઓ બુઝુર્ગની સંતાન છે, મઠાધિપતિનો હોદ્દો તેમના કુળમાં લાંબા સમયથી ચાલ્યો આવે છે અને વિશિષ્ટ પ્રસંગોએ કેટલીક ધાર્મિક વિધિઓનું પ્રદર્શન તેઓ ખૂબ ભવ્ય રીતે કરી દેતાં હોય છે, ન તો કોઈ

وَ مَسٰكِنُ تَرْضَوْنَهَاۤ اَحَبَّ اِلَيْكُمْ مِّنَ اللّٰهِ وَ رَسُوْلِهٖ وَ جِهَادٍ

فِیْ سَبِیْلِهٖ فَتَرَبَّصُوْا حَتّٰى یَاْتِیَ اللّٰهُ بِاَمْرِهٖ ؕ وَ اللّٰهُ لَا یَهْدِی

الْقَوْمَ الْفٰسِقِیْنَ ۠﴿۲۴﴾ لَقَدْ نَصَرَكُمُ اللّٰهُ فِیْ مَوَاطِنَ كَثِیْرَةٍ ۙ وَّ




یَوْمَ حُنَیْنٍ ۙ اِذْ اَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ عَنْكُمْ شَیْئًا

**અને તમારા એ મકાનો જે તમને ગમે છે, તમને અલ્લાહ અને તેના પયગમ્બર અને તેના માર્ગમાં સંઘર્ષ કરતાં વધારે પ્રિય છે તો રાહ જુઓ એટલે સુધી કે અલ્લાહ તેનો ફેંસલો તમારી સમક્ષ લઈ આવે,[૨૨] અને અલ્લાહ દુરાચારીઓને રસ્તો દેખાડતો નથી. (રુકૂઅ ૩)**

**અલ્લાહ આ અગાઉ અનેક પ્રસંગોએ તમારી મદદ કરી ચુક્યો છે. હમણાં જ હુનૈનની લડાઈના દિવસે (તેની મદદની શાન તમે નીહાળી ગયાં છો.[૨૩]) એ દિવસે તમને તમારા સંખ્યાબળનું અભિમાન હતું પરંતુ તે તમારા કોઈ કામ**

દરજજાના અધિકારી બની શકે છે ન તો આ કાનૂની રીતે યોગ્ય ગણી શકાય છે કે આવા પોકળ ''વારસાગત'' હકકોનો સ્વીકાર કરીને પવિત્ર અને ધાર્મિક સંસ્થાઓ આ ગેરલાયક લોકોના હાથમાં રહેવા દેવામાં આવે.

(૨૨) એટલે કે તમને ખસેડીને સાચી ધાર્મિકતાની નિયામત અને તેનો ધ્વજ ધારણ કરવાનું બહુમાન, તથા માર્ગદર્શન અને નેતૃત્વનો હોદ્દો બીજા કોઈ સમુદાયને આપી દે.

(૨૩) જે લોકો આ વાતથી ડરતા હતાં કે સંધિપાલનમાંથી મુક્તિની જાહેરાતની જોખમભરેલી નીતિ ઉપર અમલ કરવાથી અરબસ્તાનના ખૂણેખૂણામાં યુદ્ધની આગ ભભૂકી ઊઠશે અને તેનો સામનો કરવો મુશ્કેલ બની જશે, તેમને કહેવામાં આવી રહ્યું છે કે આવી આશંકાઓથી શા માટે ડરી રહ્યાં છો. જે ખુદા આના કરતાં ઘણાં મુશ્કેલ જોખમોના પ્રસંગોએ તમારી મદદ કરી ચૂકયો છે તે અત્યારે પણ તમારી મદદ માટે હાજર છે. જો આ કામ તમારી તાકાત ઉપર આધારિત હોત તો તે મકકામાંથી જ આગળ ન વધ્યું હોત, નહીં તો બદ્રમાં તો ચોકકસ ખતમ થઈ ગયું હોત, પરંતુ તેની પાછળ તો અલ્લાહની તાકાત છે. અને અગાઉના અનુભવો તમારી સમક્ષ સાબિત કરી ચૂકયાં છે કે અલ્લાહની જ તાકાત અત્યાર સુધી તેને પ્રગતિ આપતી રહી છે. એટલા માટે વિશ્વાસ રાખો કે આજે પણ એ જ તેને પ્રગતિ આપશે.

હુનૈનની લડાઈ જેનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે હિજરી સન ૫ માં શવ્વાલમાં આ આયતોના ઊતરાણ અગાઉ ફકત ૧૨-૧૩ મહિના પહેલાં મકકા અને તાઈફ વચ્ચે હુનૈનના મેદાનમાં થઈ હતી. આ લડાઈમાં મુસલમાનો તરફથી ૧૨ હજારનું લશ્કર ઊતારવામાં આવ્યું હતું જે આની પહેલાં કયારેય ઈસ્લામી લડાઈમાં ભેગું થયું ન હતું, અને બીજી તરફ કાફિરો તેમના કરતાં ઘણાં ઓછા હતાં. આમ છતાં, હવાઝિન કબીલાના તીરંદાજોએ તેમને પરાજિત કરી દીધાં અને ઈસ્લામી લશ્કર ખૂબ ખરાબ રીતે વેરવિખેર થઈને હારી ગયું. એ વખતે માત્ર નબી સ.અ.વ. અને ગણ્યાંગાઠયાં શૂરવીર સહાબીઓ હતાં જે અડગ રહ્યાં અને તેમની

وَّ ضَاقَتْ عَلَيْكُمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ ثُمَّ وَلَّيْتُمْ مُّدْبِرِيْنَ ﴿٢٥﴾
ثُمَّ اَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَعَلَى الْمُؤْمِنِيْنَ وَ اَنْزَلَ
جُنُوْدًا لَّمْ تَرَوْهَا وَعَذَّبَ الَّذِيْنَ كَفَرُوْا ؕ وَذٰلِكَ جَزَآءُ
الْكٰفِرِيْنَ ﴿٢٦﴾ ثُمَّ يَتُوْبُ اللّٰهُ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَلٰى مَنْ يَّشَآءُ ؕ
وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٧﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّمَا الْمُشْرِكُوْنَ
نَجَسٌ فَلَا يَقْرَبُوا الْمَسْجِدَ الْحَرَامَ بَعْدَ عَامِهِمْ هٰذَا ۚ

**ન આવ્યું અને ધરતી તેની વિશાળતા છતાં તમારા માટે તંગ થઈ ગઈ અને તમે પીઠ ફેરવીને નાસી છૂટ્યાં. પછી અલ્લાહે તેની શાંતિ તેના પયગમ્બર ઉપર અને મોમિનો ઉપર ઊતારી અને એ સેનાઓ ઊતારી જે તમને દેખાતી ન હતી અને સત્યનો ઈનકાર કરનારાઓને સજા આપી કે આ જ બદલો છે એ લોકો માટે જે સત્યનો ઈનકાર કરે. પછી (તમે આ પણ જોઈ ગયાં છો કે) આવી રીતે સજા આપ્યા પછી અલ્લાહ જેને ઈચ્છે છે તોબાની અનુકૂળતા પણ કરી આપે છે,[૨૪] અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે.**

**હે ઈમાન લાવનારાં, મુશ્રિકો નાપાક છે એટલા માટે આ વરસ પછી આ લોકો મસ્જિદેહરામની નજીક ફરકવા ન પામે.[૨૫]**

મકકમતાનું જ પરિણામ છે કે બીજીવાર લશ્કરની ગોઠવણી થઈ શકી અને છેવટે જીત મુસલમાનોના હાથમાં આવી શકી, નહીં તો મકકા વિજયમાંથી જે કંઈ પ્રાપ્ત થયું હતું તેનાથી ઘણું વધારે હુનૈનમાં ગુમાવી દેવું પડત.

(૨૪) હુનૈનની લડાઈમાં વિજય પ્રાપ્ત કર્યા પછી નબી સ.અ.વ. એ પરાજિત શત્રુઓની સાથે જે ઉદારતા અને મહેરબાનીનું વર્તન કર્યું તેનું પરિણામ આ આવ્યું કે તેમનામાંથી મોટાભાગના માણસો મુસલમાન થઈ ગયાં. આ ઉદાહરણ દ્વારા મુસલમાનોને આ દેખાડવાનો આશય છે કે તમે આ જ કેમ માની લીધું છે કે બસ હવે અરબસ્તાનના બધાં જ મુશ્રિકોને ખતમ કરી નાખવામાં આવશે. ના, અગાઉના અનુભવોને જોતાં તો તમારે આ અપેક્ષા રાખવી જોઈએ કે જયારે જહાલતની વ્યવસ્થાની પ્રગતિ અને તેના બચવાની કોઈ આશા લોકોમાં રહેશે નહીં અને એ બધાં જ સહારા ખતમ થઈ જશે જેમના કારણે આ લોકો અત્યાર સુધી જહાલત સાથે વળગેલાં છે ત્યારે આપોઆપ આ લોકો ઈસ્લામના છત્ર હેઠળ આશ્રય લેવા માટે આવી જશે.

(૨૫) એટલે કે ભવિષ્ય માટે તેમની હજજ અને તેમની યાત્રા જ બંધ નથી પરંતુ મસ્જિદેહરામની હદમાં તેમનો પ્રવેશ પણ બંધ છે કે જેથી શિર્ક અને જહાલતના પુનરાવર્તનની કોઈ શકયતા બાકી જ ન રહે. ''નાપાક''

وَ اِنۡ خِفۡتُمۡ عَيۡلَةً فَسَوۡفَ يُغۡنِيۡكُمُ اللّٰهُ مِنۡ فَضۡلِهٖۤ اِنۡ
شَآءَ ؕ اِنَّ اللّٰهَ عَلِيۡمٌ حَكِيۡمٌ ﴿۲۸﴾ قَاتِلُوا الَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ
بِاللّٰهِ وَلَا بِالۡيَوۡمِ الۡاٰخِرِ وَلَا يُحَرِّمُوۡنَ مَا حَرَّمَ اللّٰهُ وَرَسُوۡلُهٗ
وَلَا يَدِيۡنُوۡنَ دِيۡنَ الۡحَقِّ مِنَ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ

**અને જો તમને ગરીબીનો ભય હોય તો દૂર નથી કે અલ્લાહ ઇચ્છે તો તમને તેની કૃપા વડે સંપન્ન કરી દે, અલ્લાહ સર્વજ્ઞ અને ડહાપણવાળો છે.**

**ગ્રંથવાળાઓમાંથી એ લોકો વિરૂદ્ધ લડાઈ કરો જે અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન લાવતાં નથી[૨૬] અને જે અલ્લાહ અને તેના પયગમ્બરે હરામ ઠેરવ્યું છે તેને હરામ નથી ગણતાં[૨૭] અને સત્યદીનને તેમનો દીન બનાવતાં નથી**

હોવાનો અર્થ આ નથી કે તેઓ વ્યક્તિગત રીતે નાપાક છે બલકે આનો અર્થ આ છે કે તેમની માન્યતાઓ, તેમની નીતિમત્તા, તેમના કર્મો અને તેમની જહાલતભરી જીવનપદ્ધતિ નાપાક છે અને આ જ ગંદકીના કારણે હરમની હદમાં તેમનો પ્રવેશ બંધ કરી દેવામાં આવ્યો છે. ઈમામ અબૂહનીફાના મતે આ આદેશનો આશય આ છે કે તેઓ મસ્જિદેહરામમાં જઈ જ શકતાં નથી અને ઈમામ માલિક આ મત ધરાવે છે કે માત્ર મસ્જિદેહરામમાં જ નહીં બલકે કોઈ પણ મસ્જિદમાં પણ તેમનો પ્રવેશ યોગ્ય નથી. પરંતુ આ બીજો અભિપ્રાય સાચો નથી કેમકે નબી સ.અ.વ.એ પોતે મસ્જિદેનબવીમાં આ લોકોને આવવાની પરવાનગી આપી હતી.

(૨૬) જો કે ગ્રંથવાળાં ખુદા અને આખિરત ઉપર વિશ્વાસ ધરાવવાનો દાવો કરે છે પરંતુ હકીકતમાં તેઓ ન તો ખુદા ઉપર ઈમાન ધરાવે છે ન તો આખિરત ઉપર. ખુદા ઉપર ઈમાન ધરાવવાનો અર્થ આ નથી કે માણસ માત્ર એ વાતને માની લે કે ખુદા છે, બલકે તેનો અર્થ આ છે કે માણસ ખુદાને એકમાત્ર ખુદા તથા એકમાત્ર માલિક માને અને તેની હસ્તી, તેના ગુણો, તેના હકકો અને તેના અધિકારોમાં ન તો પોતે ભાગીદાર બને ન તો બીજા કોઈને ભાગીદાર ઠરાવે. પરંતુ ખ્રિસ્તીઓ અને યહૂદીઓ, બન્ને, આ અપરાધનું આચરણ કરે છે જેમ કે હવે પછીની આયતોમાં વિગતવાર રીતે જણાવવામાં આવ્યું છે. એટલા માટે તેમનું ખુદાને માનવું નિરર્થક છે અને તેને કદાપિ અલ્લાહ ઉપર ઈમાન કહી શકાય નહીં. આવી જ રીતે આખિરતને માનવાનો અર્થ ફકત આ જ નથી કે માણસ આ વાત સ્વીકારી લે કે મરી ગયા પછી ફરીથી જીવતા કરવામાં આવીશું બલકે આની સાથે જ આ પણ માનવાનું જરૂરી છે કે ત્યાં કોઈ ભલામણનો પ્રયાસ, કોઈ મુક્તિદંડની રકમ અને કોઈ સંતપુરૂષ સાથેનો સંબંધ કામ નહીં લાગે, તેમજ ન તો કોઈ કોઈનો કફફારો (પાપના નિવારણ માટે અપાતું દાન કે વિધિ) બની શકશે. ખુદાની અદાલતમાં નિષ્પક્ષ ન્યાય થશે અને માણસના ઈમાન અને અમલ સિવાય કોઈ વસ્તુ ધ્યાનમાં લેવામાં નહીં આવે. આ માન્યતા વિના આખિરતનો સ્વીકાર નક્કામો છે. પરંતુ યહૂદીઓ અને ખ્રિસ્તીઓએ આ




حَتّٰى يُعْطُوا الْجِزْيَةَ عَنْ يَّدٍ وَّ هُمْ صٰغِرُوْنَ ﴿٢٩﴾ وَ قَالَتِ الْيَهُوْدُ

**(તેમની સાથે લડો) અહીં સુધી કે તેઓ તેમના હાથે જિઝ્યો (ખંડણી) આપે અને નાના બનીને રહે.[૨૮] (રુકૂઅ ૪) યહૂદીઓ કહે છે કે**

જ પાસાં થી પોતાની માન્યતાને દૂષિત કરી દીધી છે, એટલા માટે આખિરત ઉપરનું તેમનું ઈમાન પણ ખંડિત છે.

(૨૭) એટલે કે એ શરીઅતના કાનૂનને તેમના જીવનનો કાનૂન બનાવતાં નથી જે અલ્લાહે તેના પયગમ્બર મારફતે ઊતાર્યો છે.

(૨૮) એટલે કે લડાઈનો હેતુ આ નથી કે તેઓ ઈમાન લઈ આવે અને સત્યદીનના અનુયાયી બની જાય પરંતુ તેનો હેતુ આ છે કે તેમની સ્વાયત્તતા અને વર્ચસ્વ સમાપ્ત થઈ જાય. તેઓ દેશમાં હાકેમ અને શાસક બનીને ન રહે બલકે દેશની જીવનવ્યવસ્થાનો અંકૂશ અને શાસન તથા નેતૃત્વના અધિકારો સત્યદીનના અનુયાયીઓના હાથમાં હોય અને તેઓ તેમની હેઠળ તાબેદાર બનીને રહે.

જિઝ્યા સલામતી અને સુરક્ષાનો બદલો છે જે ઝિમ્મી (ઈસ્લામી રાજયમાં રહેતાં બિનમુસ્લિમ નાગરિકો) લોકોને ઈસ્લામી રાજયમાં આપવામાં આવશે. આ ઉપરાંત તે દર્શાવે છે કે આ લોકો કાયદાનું પાલન કરવા માટે રાજી છે. ''હાથથી જિઝ્યો આપવો'' નો અર્થ સીધી રીતે તાબેદારીપૂર્વક જિઝ્યો ચૂકવવો છે અને નાના બનીને રહેવાનો અર્થ આ છે કે દેશમાં મોટાં એ લોકો ન હોય બલકે એ ઈમાનવાળા મોટાં હોય જે અલ્લાહની ખિલાફતની ફરજ બજાવી રહ્યાં હોય.

પ્રારંભમાં આ આદેશ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ માટે આપવામાં આવ્યો હતો, પરંતુ પાછળથી ખુદ નબી સ.અ.વ. એ અગ્નિપૂજકો પાસેથી જિઝ્યો લઈને તેમને ઝિમ્મી બનાવ્યાં અને ત્યારપછી સહાબીઓએ સર્વસંમતિથી અરબસ્તાનની બહાર આવેલી તમામ કોમો ઉપર આ હુકમને સાર્વજનિક બનાવી દીધો.

આ જિઝ્યો એ વસ્તુ છે જેના માટે વ્યાજબીપણાની ઘણાં બહાનાઓ ૧૯મી સદીના બદનામીકાળમાં મુસલમાનો તરફથી રજૂ કરવામાં આવ્યાં છે અને એ જમાનાની યાદગીરીરૂપ કેટલાક લોકો હજુ પણ છે જે ચોખવટો કરવામાં લાગેલાં છે. પરંતુ ખુદાનો દીન આ બધી વાતોથી પર છે કે તેને ખુદાના વિદ્રોહીઓની સામે દિલગીરી વ્યકત કરવાની કોઈ જરૂર પડે. સીધી અને ચોખ્ખી વાત આ છે કે જે લોકો ખુદાના દીનને અપનાવતાં નથી અને પોતાના અથવા બીજાંએ કાઢેલાં ખોટા માર્ગો ઉપર ચાલે છે તેઓ બહુ બહુ તો એટલી જ સ્વતંત્રતાને લાયક છે કે પોતે જે ભૂલ કરવા માગતા હોય તે કરે પરંતુ તેમને આ હકક જરાય નથી પહોંચતો કે ખુદાની ભૂમિ ઉપર કોઈ પણ જગ્યાએ સત્તા અને શાસનની લગામ તેમના હાથોમાં હોય અને તેઓ માનવસમાજના સામાજિક જીવનની વ્યવસ્થા તેમની ગુમરાહીઓ અનુસાર સ્થાપે અને ચલાવે. આ વસ્તુ જયાં પણ તેમને પ્રાપ્ત હશે તે બગાડ ઊભો કરશે અને ઈમાનવાળાઓની ફરજ બનશે કે તેમને ત્યાંથી કાઢી મૂકવા માટે તથા તેમને સદાચારી વ્યવસ્થાના તાબેદાર બનાવવા માટે પ્રયાસ કરે. હવે સવાલ આ રહ્યો કે આ જિઝ્યો કઈ વસ્તુની કિંમત છે, તો આનો જવાબ આ છે કે આ એ સ્વતંત્રતાની કિંમત છે જે તેમને ઈસ્લામી રાજય હેઠળ તેમની પથભ્રષ્ટતા ઉપર કાયમ રહેવા માટે આપવામાં આવે છે, અને આ કિંમત એ સદાચારી રાજયવ્યવસ્થાના વહીવટ ઉપર ખર્ચ કરવાની હોય છે જે તેમને આ સ્વતંત્રતાનો ઉપયોગ કરવાની છૂટ આપે છે તથા તેમના હકકોનું રક્ષણ કરે છે.

عُزَيْرُ ۨابْنُ اللّٰهِ وَ قَالَتِ النَّصٰرَى الْمَسِيْحُ ابْنُ اللّٰهِ ؕ ذٰلِكَ
قَوْلُهُمْ بِاَفْوَاهِهِمْ ۚ يُضَاهِـُٔوْنَ قَوْلَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَبْلُ ؕ
قٰتَلَهُمُ اللّٰهُ ۚ اَنّٰى يُؤْفَكُوْنَ ﴿۳۰﴾ اِتَّخَذُوْۤا اَحْبَارَهُمْ وَ رُهْبَانَهُمْ
اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ وَ الْمَسِيْحَ ابْنَ مَرْيَمَ ۚ وَ مَاۤ اُمِرُوْۤا

**ઉઝૈર અલ્લાહનો પુત્ર છે,[૨૯] અને ખ્રિસ્તીઓ કહે છે કે મસીહ અલ્લાહનો પુત્ર છે. આ તથ્યહીન વાતો છે જે તેઓ તેમના મોઢેથી બોલે છે એ લોકોની દેખાદેખી કે જે તેમની પહેલાં કુફ્રમાં પડ્યા હતાં.[૩૦] ખુદાની માર આમની ઉપર આ લોકો ક્યાંથી છેતરાઈ રહ્યાં છે ? આમણે તેમના વિદ્વાનો અને સંન્યાસીઓને અલ્લાહને છોડીને તેમના માલિકો (રબ) બનાવી લીધાં છે[૩૧] અને આવી જ રીતે મર્યમના પુત્ર મસીહને પણ. જો કે આમને એક ખુદા**

બીજું, આનો મોટો ફાયદો આ છે કે જિઝ્યો ચૂકવતી વખતે દર વર્ષે ઝિમ્મી લોકોમાં આ ભાવના તાજી થતી રહેશે કે ખુદાના માર્ગમાં ઝકાત આપવાના બહુમાનથી વંચિત રહેવું અને તેની જગ્યાએ ગુમરાહીઓ ઉપર કાયમ રહેવાની કિંમત ચૂકવવી કેવું મોટું દુર્ભાગ્ય છે જેમાં તેઓ પડેલાં છે.

(૨૯) ઉઝૈરનો અર્થ અઝરા (Ezra) છે જેમને યહૂદી તેમના ધર્મના મહાન ધર્મસુધારક માને છે. તેમનો સમયગાળો ઈ.સ.પૂર્વે ૪૫૦ ની આસપાસ જણાવવામાં આવે છે. ઈસ્રાઈલી રિવાયતો પ્રમાણે હઝરત સુલૈમાન અ.સ. પછી જે મુસીબતોનો સમયગાળો બનીઈસ્રાઈલ ઉપર પસાર થયો તેમાં તૌરાત દુનિયામાંથી ગુમ થઈ ગઈ, એટલું જ નહીં બલકે બેબીલોનનાં કારાવાસે ઈસ્રાઈલી પેઢીઓને તેમનો ધાર્મિક કાનૂન, તેમની પરંપરાઓ અને તેમની રાષ્ટ્રભાષા હિબ્રૂ સુદ્ધાંથી અજાણ બનાવી દીધા હતાં. છેવટે આ જ ઉઝૈર અથવા અઝરાએ ઈંજીલના જૂના કરારનું સંપાદન કર્યું અને નવેસરથી ધાર્મિક કાનૂન લખ્યો. એટલા જ માટે બનીઈસ્રાઈલ તેમનો ઘણો આદર કરે છે અને આ આદર એટલી હદે પહોંચી ગયો કે કેટલાક યહૂદી સમુદાયોએ તેમને અલ્લાહના પુત્ર સુદ્ધાં બનાવી દીધાં. અહીં કુર્આનમજીદની આયતનો આશય આ નથી કે બધાં જ યહૂદીઓએ સર્વસંમતિથી અઝરા પાદરીને ખુદાનો પુત્ર બનાવ્યો છે બલકે કહેવાનો આશય આ છે કે ખુદા વિષે યહૂદીઓની માન્યતાઓમાં જે ખરાબી પેદા થઈ તે એટલી હદ સુધી વધી ગઈ કે અઝરાને ખુદાનો પુત્ર ઠરાવનારાં પણ તેમની અંદર પેદા થઈ ગયાં.

(૩૦) એટલે કે ઈજિપ્ત, ગ્રીસ, રોમ, ઈરાન તથા બીજા દેશોમાં જે કોમો પહેલાંથી જ ભટકીને ગુમરાહ થઈ હતી તેમની ફિલસૂફીઓ તથા અંધશ્રદ્ધાઓ અને કલ્પનાઓથી પ્રભાવિત થઈને આ લોકોએ પણ એવી જ ગુમરાહીથી ભરેલી માન્યતાઓ ઉપજાવી કાઢી. (સમજૂતી માટે જુઓ, સૂરઃ માઈદહ, નોંધ ક્રમાંક ૧૦૧)

(૩૧) હદીસમાં આવે છે કે હઝરત અદી બિન હાતિમ રદિ., કે જે પહેલાં ખ્રિસ્તી હતાં, જયારે નબી સ.અ.વ.ની પાસે હાજર થઈને મુસલમાન થયાં ત્યારે તેમણે બીજા સવાલોની સાથે એક સવાલ આ પણ કર્યો

اِلَّا لِيَعْبُدُوْٓا اِلٰهًا وَّاحِدًا ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ سُبْحٰنَهٗ عَمَّا
يُشْرِكُوْنَ ﴿۳۱﴾ يُرِيْدُوْنَ اَنْ يُّطْفِـُٔوْا نُوْرَ اللّٰهِ بِاَفْوَاهِهِمْ وَيَاْبَى
اللّٰهُ اِلَّآ اَنْ يُّتِمَّ نُوْرَهٗ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ﴿۳۲﴾ هُوَ الَّذِيْٓ اَرْسَلَ
رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ ۙ

**સિવાય કોઈની બંદગી કરવાનો હુકમ આપવામાં આવ્યો ન હતો, તે કે જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી, તે મુક્ત છે એ શિર્કયુક્ત વાતોથી જે આ લોકો કરે છે. આ લોકો ઈચ્છે છે કે અલ્લાહના પ્રકાશને તેમની ફૂંકો વડે ઓલવી નાખે. પરંતુ અલ્લાહ તેના પ્રકાશને પરિપૂર્ણ કર્યા વિના રહેવાનો નથી ભલે પછી કાફિરોને આ ગમે તેટલું નાપસંદ હોય. તે અલ્લાહ જ છે જેણે તેના પયગમ્બરને માર્ગદર્શન અને સત્યદીન સાથે મોકલ્યો છે કે જેથી તે જીવનની તમામ પદ્ધતિઓ ઉપર તેને સર્વોપરી કરી દે.**[૩૨]

હતો કે આ આયતમાં અમારી ઉપર અમારા વિદ્વાનો અને સંતોને ખુદા બનાવી દેવાનો જે આક્ષેપ મૂકવામાં આવ્યો છે તેની સચ્ચાઈ શું છે. જવાબમાં નબી સ.અ.વ.એ કહ્યું કે શું આ હકીકત નથી કે જે કંઈ આ લોકો હરામ ઠરાવી દે છે તેને તમે હરામ માની લો છો, અને જે કંઈ તેઓ હલાલ ઠરાવી દે તેને તમે હલાલ માની લો છો? તેમણે કહ્યું કે, આ તો અમે કરતા જ આવ્યાં છીએ. તો કહ્યું, બસ, આ જ તેમને ખુદા બનાવી લેવું છે. આના ઉપરથી જણાયું કે અલ્લાહની કિતાબની સનદ વિના જે લોકો મનુષ્યજીવન માટે કાયદેસરતા અને ગેરકાયદેસરતાની હદો નક્કી કરે છે તેઓ હકીકતમાં ખુદાઈના સ્થાને પોતાની મેળે જઈ બેઠાં હોય છે અને જે લોકો આ લોકોના ધાર્મિક કાનૂન બનાવવાના અધિકારને સ્વીકારે છે તેઓ તેમને ખુદા બનાવે છે. આ બન્ને આક્ષેપો એટલે કે કોઈને ખુદાનો પુત્ર ઠરાવી દેવો અને કોઈને ધાર્મિક કાનૂન ઘડવાનો અધિકાર આપી દેવો, પુરાવાના રૂપમાં રજૂ કરવામાં આવ્યાં છે કે આ લોકો અલ્લાહ ઉપર ઈમાન ધરાવવામાં જુઠ્ઠાં છે. ખુદાની હસ્તીને આ લોકો માનતાં હોય પરંતુ ખુદાઈની તેમની કલ્પના એટલી હદે ખોટી છે કે તેના કારણે તેમનું ખુદાને માનવું ન માનવું બરાબર થઈ ગયું છે.

(૩૨) આયતમાં "الدين" શબ્દનો ઉપયોગ થયો છે જેનો અનુવાદ અમે "જીવનની તમામ પદ્ધતિઓ" કર્યો છે. દીન શબ્દ જેમ અમે પહેલાં પણ જણાવી ગયાં છીએ, અરબી ભાષામાં એ જીવનપદ્ધતિ અથવા જીવનની એ રીત માટે વાપરવામાં આવે છે જેના કાયમ કરનારને સનદ અને અનુસરણ કરવાને પાત્ર માનીને તેનું અનુસરણ કરવામાં આવે. આમ, પયગમ્બરને મોકલવાનો હેતુ આ આયતમાં આ દર્શાવવામાં આવ્યો છે કે જે માર્ગદર્શન અને સત્યદીનને તે ખુદા તરફથી લાવ્યો છે તેને દીનની હેસિયત ધરાવતી તમામ રીતો અને જીવનવ્યવસ્થાઓ ઉપર વર્ચસ્વ અપાવી દે. બીજા શબ્દોમાં, પયગમ્બરનું આગમન ક્યારેય આ હેતુ માટે નથી હોતું કે જે જીવનવ્યવસ્થા લઈને તે આવ્યો છે તે બીજી કોઈ જીવનવ્યવસ્થાની અનુયાયી બને અને તેનાથી

النصف

وَ لَوْ كَرِهَ الْمُشْرِكُوْنَ ۝٣٣ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّ كَثِيْرًا مِّنَ
الْاَحْبَارِ وَ الرُّهْبَانِ لَيَاْكُلُوْنَ اَمْوَالَ النَّاسِ بِالْبَاطِلِ وَ يَصُدُّوْنَ
عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ وَ الَّذِيْنَ يَكْنِزُوْنَ الذَّهَبَ وَ الْفِضَّةَ وَ لَا
يُنْفِقُوْنَهَا فِيْ سَبِيْلِ اللّٰهِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ۝٣٤ يَّوْمَ يُحْمٰى
عَلَيْهَا فِيْ نَارِ جَهَنَّمَ فَتُكْوٰى بِهَا جِبَاهُهُمْ وَ جُنُوْبُهُمْ وَ ظُهُوْرُهُمْ ؕ
هٰذَا مَا كَنَزْتُمْ لِاَنْفُسِكُمْ فَذُوْقُوْا مَا كُنْتُمْ تَكْنِزُوْنَ ۝٣٥

**ભલે પછી તે મુશ્રિકોને આ ગમે તેટલું નાપસંદ હોય. હે ઈમાન લાવનારા, આ ગ્રંથવાળાઓના મોટાભાગના વિદ્વાનો અને સંન્યાસીઓની હાલત આવી છે કે તેઓ લોકોના માલ ખોટી રીતે ખાય છે અને તેમને અલ્લાહના માર્ગથી રોકે છે.[૩૩] પીડાકારી સજાની ખુશખબર આપો તેમને જે સોનું અને ચાંદી સંઘરીને રાખે છે અને તેને ખુદાના માર્ગમાં ખર્ચ કરતાં નથી. એક દિવસ આવશે કે આ જ સોના-ચાંદી ઉપર દોજખની આગ સળગાવવામાં આવશે અને પછી આના જ વડે એ લોકોના કપાળ અને પડખાં તથા પીઠોને ડામ આપવામાં આવશે —— આ છે એ ખજાનો જે તમે પોતાના માટે સંઘર્યો હતો, લો હવે તમારી ભેગી કરેલી દોલતનો સ્વાદ ચાખો !**

દબાઈને રહે અને તેણે આપેલી છૂટછાટો તથા ગુંજાશોમાં સંકોચાઈને જીવે, બલકે તે ધરતી અને આકાશના બાદશાહનો પ્રતિનિધિ બનીને આવે છે અને પોતાના બાદશાહની સત્યવ્યવસ્થાને વિજયી જોવા માગે છે. જો કોઈ બીજી જીવનવ્યવસ્થા દુનિયામાં રહે તો પણ તેને ખુદાઈ વ્યવસ્થાએ આપેલી ગુંજાશોમાં સંકોચાઈને રહેવું જોઈએ જેમ કે જિઝ્યો ચૂકવવાના સંજોગમાં ઝિમ્મી લોકોની જીવનવ્યવસ્થા હોય છે. (જુઓ, સૂરઃ ઝુમર, નોંધ ક્રમાંક ૩, સૂરઃ મોમિન, નોંધ ક્રમાંક ૪૩, સૂરઃ શૂરા, નોંધ ક્રમાંક ૨૦).

(૩૩) એટલે કે આ જુલમીઓ માત્ર એટલો જ જુલમ કરતાં નથી કે ફતવા (ધાર્મિક આદેશો) વેચે છે, લાંચ ખાય છે, ભેટ-સોગાદો ભેગી કરે છે, એવાં એવાં ધાર્મિક નિયમો અને રિવાજો ઉપજાવી કાઢે છે જેનાથી લોકો પોતાની મુક્તિ તેમની પાસેથી ખરીદે અને તેમના જીવન-મરણ તથા આનંદ અને દુઃખ, કંઈ પણ તેમને ખવડાવ્યા વિના ન થઈ શકે અને તેમને તેમના ભાગ્ય બગાડવા તથા સુધારવાના ઠેકેદાર માની લે. એટલું જ નહીં પણ તેમના આ જ હેતુઓ માટે આ મહાનુભાવો લોકોને ગુમરાહીઓના ચક્કરમાં ફસાવીને રાખે છે અને જ્યારે પણ કોઈ સત્યસંદેશ સુધારણા માટે જન્મ લે છે ત્યારે સૌથી પહેલાં આ જ લોકો તેમના વિદ્વત્તાભર્યા ફરેબ અને ચાલાકીઓના હથિયાર લઈ લઈને તેનો રસ્તો રોકવા માટે ઊભાં થઈ જાય છે.

إِنَّ عِدَّةَ الشُّهُوْرِ عِنْدَ اللّٰهِ اثْنَا عَشَرَ شَهْرًا فِيْ كِتٰبِ اللّٰهِ يَوْمَ
خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ مِنْهَآ اَرْبَعَةٌ حُرُمٌ ؕ ذٰلِكَ الدِّيْنُ
الْقَيِّمُ ۙ۬ فَلَا تَظْلِمُوْا فِيْهِنَّ اَنْفُسَكُمْ وَقَاتِلُوا الْمُشْرِكِيْنَ
كَآفَّةً كَمَا يُقَاتِلُوْنَكُمْ كَآفَّةً ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿٣٦﴾
اِنَّمَا النَّسِيْٓءُ زِيَادَةٌ فِي الْكُفْرِ يُضَلُّ بِهِ الَّذِيْنَ كَفَرُوْا
يُحِلُّوْنَهٗ عَامًا وَّيُحَرِّمُوْنَهٗ عَامًا لِّيُوَاطِـُٔوْا عِدَّةَ مَا حَرَّمَ اللّٰهُ

**હકીકતમાં મહિનાઓની સંખ્યા જ્યારથી અલ્લાહે આકાશો અને ધરતીને સર્જ્યાં છે ત્યારથી અલ્લાહને ત્યાં તેના લેખમાં બાર જ છે[૩૪] અને તેમાં ચાર મહિના પ્રતિબંધિત (હરામ) છે. આ જ સાચો કાયદો છે. એટલા માટે આ ચાર મહિનાઓમાં પોતાની ઉપર જુલમ ન કરો[૩૫] અને મુશ્રિકો સામે સૌ ભેગાં મળીને લડો જેવી રીતે તેઓ સૌ ભેગા મળીને તમારી સામે લડે છે.[૩૬] અને જાણી રાખો કે અલ્લાહ સંયમી લોકોની જ સાથે છે. નસી (પ્રતિબંધિત મહિનાઓનો ક્રમફેર) તો કુફ્રમાં એક વધારાનું કુફ્રયુક્ત કૃત્ય છે જેના વડે આ કાફિરોને ગુમરાહીમાં નાખવામાં આવે છે. કોઈ વર્ષે એક મહિનાને હલાલ કરી લે છે અને કોઈ વર્ષે તેને હરામ કરી દે છે. જેથી અલ્લાહના હરામ ઠેરવેલાં મહિનાઓની સંખ્યા પૂરી પણ કરી નાખે અને**

(૩૪) એટલે કે જયારથી અલ્લાહે ચંદ્ર, સૂર્ય અને પૃથ્વીનું સર્જન કર્યું છે ત્યારથી આ હિસાબ પણ ચાલ્યો આવે છે કે મહિનામાં એક જ વખત બીજનો ચંદ્ર ઊગે છે, અને એ હિસાબ પ્રમાણે જ વર્ષના બાર મહિના થાય છે. આ વાત એટલા માટે કહેવામાં આવી છે કે અરબસ્તાનના લોકો ''નસી'' نَسِی ની ખાતર મહિનાઓની સંખ્યા ૧૩ અથવા ૧૪ બનાવી લેતા હતાં કે જેથી જે હરામ મહિનાને તેમણે હલાલ કરી લીધો હોય તેને વર્ષના પંચાંગમાં ખપાવી શકે. આ વિષયની સમજૂતી આગળ આવે છે.

(૩૫) એટલે કે જે ભલાઈઓ માટે આ મહિનાઓમાં લડાઈની મનાઈ કરવામાં આવી છે તેમને વેડફી ન નાખો અને આ મહિનાઓમાં અશાંતિ ફેલાવીને પોતાની જાત ઉપર જુલમ ન કરો. ચાર હરામ મહિનાઓ એટલે ઝિલકઅદ, ઝિલહજ્જ અને મુહર્રમ હજ્જ માટે તથા રજ્જબ ઉમરહ માટે છે.

(૩૬) એટલે કે જો મુશ્રિકો આ મહિનાઓમાં પણ લડવાથી દૂર ન રહે તો જેવી રીતે તેઓ ભેગાં થઈને તમારી સાથે લડે છે તમે પણ એક થઈને તેમની સાથે લડો. સૂરઃ બકરહની આયત ૧૯૪ આ આયતની સમજૂતી આપે છે.

فَيُحِلُّوْا مَا حَرَّمَ اللّٰهُ ؕ زُيِّنَ لَهُمْ سُوْٓءُ اَعْمَالِهِمْ ؕ وَاللّٰهُ لَا يَهْدِى
الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿٣٧﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَا لَكُمْ اِذَا قِيْلَ لَكُمُ




**અલ્લાહના હરામ ઠેરવેલાને હલાલ પણ કરી લે[૩૭] — તેમના દુષ્કર્મોને તેમના માટે આકર્ષક બનાવી દેવામાં આવ્યાં છે અને અલ્લાહ સત્યનો ઈનકાર કરનારાઓને માર્ગદર્શન આપતો નથી. (રુકૂઅ ૫)**

**હે[૩૮] લોકો જે ઈમાન લાવ્યાં છો, તમને શું થઈ ગયું કે જ્યારે તમને અલ્લાહના માર્ગમાં**

(૩૭) અરબસ્તાનમાં ''નસી'' બે પ્રકારની હતી. તેનું એક રૂપ તો આ હતું કે લડાઈ અને લૂંટફાટ અને ખૂનનો બદલા લેવા માટે કોઈ એક હરામ મહિનાને હલાલ ઠરાવી દેતા હતાં અને તેના બદલામાં કોઈ એક હલાલ મહિનાને હરામ કરીને હરામ મહિનાઓની સંખ્યા પૂરી કરી દેતા હતાં. બીજું રૂપ આ હતું કે ચંદ્રવર્ષને સૂર્યવર્ષને અનુરૂપ બનાવવા માટે તેમાં એક અધિક માસ ઉમેરી દેતા હતાં કે જેથી હજ્જ હંમેશાં એક જ ઋતુમાં આવ્યા કરે અને તેઓ એ તકલીફોથી બચી જાય જે ચંદ્રવર્ષના હિસાબ પ્રમાણે અલગ અલગ ઋતુઓમાં હજ્જના ફરતા રહેવાના કારણે પડે છે. આવી રીતે ૩૩ વર્ષ સુધી હજ્જ તેના સાચા સમયની વિરૂદ્ધ બીજી તારીખોમાં થતી હતી અને ફકત ૩૪મા વર્ષે એક જ વખત ઝિલહજ્જની સાચી ૯ અને ૧૦ તારીખે થતી હતી. આ જ એ વાત છે જે હજ્જતુલવિદાઅના સમયે નબી સ.અ.વ.એ આપના પ્રવચનમાં કહી હતી કે ان الزمان قد استدار کھیئتہ یوم خلق اللہ السمٰوٰت الارض. એટલે કે આ વર્ષે હજ્જનો સમય ફરતો ફરતો બરાબર તેની એ તારીખ ઉપર આવી ગયો છે જે કુદરતી હિસાબથી મૂળ સાચી તારીખ છે.

આ આયતમાં નસીને હરામ અને પ્રતિબંધિત ઠરાવીને અજ્ઞાન આરબોના આ બન્ને આશયોને ખોટાં પાડી દેવામાં આવ્યાં છે. પહેલો આશય તો સ્પષ્ટ છે કે તે એક ગુનો જ હતો. તેનો અર્થ તો આ જ હતો કે ખુદાના હરામ કરેલાને હલાલ પણ કરી લેવામાં આવે અને પછી ચાલાકી વાપરીને કાનૂનના બંધનનું બાહ્ય સ્વરૂપ પણ જાળવી રાખવામાં આવે. બીજો આશય બાહ્ય રીતે નિર્દોષ અને ભલાઈ ઉપર આધારિત દેખાય છે પરંતુ હકીકતમાં તે પણ ખુદાના કાનૂન સામે ખરાબમાં ખરાબ વિદ્રોહ હતો. અલ્લાહતઆલાએ તેની લાગુ કરેલી ફરજો માટે સૂર્યવર્ષને બદલે ચંદ્રવર્ષ જે મહત્ત્વના લાભોના આધારે અપનાવ્યો છે તેમાંથી એક આ પણ છે કે તેના બંદાઓ જમાનાની તમામ ઋતુઓના ફેરફારમાં, દરેક પ્રકારની પરિસ્થિતિમાં અને કેફિયતોમાં તેના હુકમોનું પાલન કરવા માટે ટેવાય. દા.ત. રમઝાન. તો તે કયારેક ઉનાળામાં, તો કયારેક ચોમાસામાં તો કયારેક શિયાળામાં આવે છે અને ઈમાનવાળા આ બધી બદલાતી પરિસ્થિતિઓમાં રોઝા રાખીને આજ્ઞાંકિતતાનો પુરાવો પણ આપે છે અને ઉત્તમ નૈતિક તાલીમ પણ મેળવે છે. આવી જ રીતે, હજ્જ પણ ચંદ્રવર્ષ પ્રમાણે જુદી-જુદી ઋતુઓમાં આવે છે અને આ બધા જ પ્રકારની સારી અને ખરાબ પરિસ્થિતિમાં અલ્લાહની પ્રસન્નતા માટે મુસાફરી ખેડીને બંદાઓ તેમના ખુદાની અજમાયશમાં પૂરા પણ ઊતરે છે તથા બંદગીમાં પરિપકવતા પણ પ્રાપ્ત કરે છે. હવે જો કોઈ સમુદાય પોતાની મુસાફરી અને વેપાર તેમજ તેના મેળાઓની સગવડ ખાતર હજ્જને કોઈ સારી ઋતુમાં હંમેશ માટે કાયમ કરી દે તો આ એવું જ છે જેમ કે મુસલમાન એક સંમેલન ભરીને નકકી કરી લે કે હવેથી રમઝાનનો મહિનો ડિસેમ્બર અથવા જાન્યુઆરી પ્રમાણે કરી નાખવામાં આવે. આનો સ્પષ્ટ અર્થ આ છે કે

انْفِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اثَّاقَلْتُمْ اِلَى الْاَرْضِ ؕ اَرَضِيْتُمْ بِالْحَيٰوةِ
الدُّنْيَا مِنَ الْاٰخِرَةِ ۚ فَمَا مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا فِي الْاٰخِرَةِ اِلَّا
قَلِيْلٌ ﴿۳۸﴾ اِلَّا تَنْفِرُوْا يُعَذِّبْكُمْ عَذَابًا اَلِيْمًا ۙ۬ وَّ يَسْتَبْدِلْ

**નીકળવા માટે કહેવામાં આવ્યું ત્યારે તમે જમીન સાથે ચોંટીને રહી ગયાં ? શું તમે આખિરતના મુકાબલે દુનિયાના જીવનને પસંદ કરી લીધું ? આવું જ હોય તો તમને જાણ થાય કે દુનિયાના જીવનનો આ બધો સરસામાન આખિરતમાં ઘણો થોડો નીકળશે.[૩૯] તમે નહીં ઊઠો તો ખુદા તમને પીડાજનક સજા આપશે,[૪૦] અને તમારી જગ્યાએ કોઈ બીજા જૂથને**

બંદાઓએ તેમના ખુદાની સામે બગાવત કરી અને સ્વાયત્ત બની બેઠાં. આ જ વસ્તુનું નામ કુફ્ર છે. આ ઉપરાંત, એક વિશ્વવ્યાપી ધર્મ કે જે તમામ મનુષ્યો માટે છે, તે સૂર્યવર્ષના કયા મહિનાને રોઝા અને હજજ માટે નકકી કરે ? જે મહિનો પણ નકકી કરવામાં આવશે તે પૃથ્વીના તમામ રહેવાસીઓ માટે ઋતુની સમાન સગવડો ધરાવી શકે નહીં. કયાંક તે ઉનાળાનો સમય છે, તો કયાંક શિયાળાનો, તો કયાંક ચોમાસાની ઋતુ હોય, તો કયાંક સૂકી ઋતુ હોય. કોઈક ઠેકાણે પાક લણવાનો સમય હોય, તો કોક જગ્યાએ વાવણી કરવાનો.

આ વાત પણ ધ્યાનમાં રહેવી જોઈએ કે નસીના રિવાજને રદ કરવાની આ જાહેરાત હિજરી સન ૯માં હજજ વખતે કરવામાં આવી અને એ પછીના વર્ષ, હિજરી સન ૧૦ ની હજજ બરાબર એ જ તારીખોમાં થઈ જે ચંદ્રવર્ષ પ્રમાણે હતી. એ પછીથી આ જ સુધી હજજ તેની સાચી તારીખોમાં જ થઈ રહી છે.

(૩૮) અહીંથી એ પ્રવચન શરૂ થાય છે જે તબૂકની લડાઈની તૈયારી વખતે ઊતર્યું હતું.

(૩૯) આના બે અર્થ થઈ શકે છે. એક આ કે, આખિરતની દુનિયાનું અનંત જીવન અને ત્યાંની બેહિસાબ સામગ્રીને તમે જોશો ત્યારે તમને ખબર પડશે કે દુનિયાના ટૂંકા જીવનમાં મનોરંજનની મોટામાં મોટી તકો તમને પ્રાપ્ત હતી તેમજ વધારેમાં વધારે જે વૈભવનો સામાન તમને પ્રાપ્ત હતો તે આ અમર્યાદિત તકો અને નિયામતોથી ભરેલા મહાસામ્રાજ્યની તુલનામાં કોઈ હેસિયત ધરાવતાં નથી. અને એ વખતે તમને તમારી પોતાના દૂર દર્શિતાના અભાવ અને ટૂંકી દૃષ્ટિ માટે અફસોસ થશે કે તમે શા માટે અમારા સમજાવવા છતાં દુનિયાના હંગામી અને નજીવા ફાયદા ખાતર પોતાની જાતને આ અનંત તથા અસંખ્ય લાભથી વંચિત કરી લીધાં. બીજું આ કે, દુનિયાના જીવનની સામગ્રી આખિરતમાં કામમાં આવનાર વસ્તુ નથી. અહીં તમે ભલે ગમે તેટલો સરસામાન એકત્ર કરી લો, મૃત્યુની છેલ્લી આંચકાની સાથે જ દરેક વસ્તુને તમારે છોડી દેવી પડશે, અને મોતની સરહદની પેલે પાર જે દુનિયા છે ત્યાં આમાંથી કોઈ પણ વસ્તુ તમારી સાથે તબદીલ નહીં થાય. ત્યાં આનો જે કંઈ ભાગ તમે મેળવી શકશો તે માત્ર એ જ જેને તમે ખુદાની પ્રસન્નતા માટે કુરબાન કર્યો હોય અને જેના પ્રેમ ખાતર તમે ખુદા અને તેના દીનના પ્રેમને સરસાઈ આપી હોય.

(૪૦) આના ઉપરથી જ આ હુકમ આવ્યો છે કે જયાં સુધી જાહેર આહ્‌વાન (યુદ્ધ સેવા માટે સાર્વજનિક

قَوْمًا غَيْرَكُمْ وَلَا تَضُرُّوْهُ شَيْـًٔا ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۳۹﴾
اِلَّا تَنْصُرُوْهُ فَقَدْ نَصَرَهُ اللّٰهُ اِذْ اَخْرَجَهُ الَّذِيْنَ كَفَرُوْا ثَانِىَ
اثْنَيْنِ اِذْ هُمَا فِى الْغَارِ اِذْ يَقُوْلُ لِصَاحِبِهٖ لَا تَحْزَنْ اِنَّ اللّٰهَ
مَعَنَا ۚ فَاَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلَيْهِ وَاَيَّدَهٗ بِجُنُوْدٍ لَّمْ تَرَوْهَا وَجَعَلَ

**ઊઠાવશે,[૪૧] અને તમે ખુદાનું કશું બગાડી નહીં શકો, તે દરેક વસ્તુ કરવા માટે શક્તિ ધરાવે છે. તમે જો નબીની મદદ ન કરી તો કોઈ પરવા નથી, અલ્લાહ તેની મદદ એ વખતે કરી ચૂક્યો છે જ્યારે કાફિરોએ તેને કાઢી મૂક્યો હતો, જ્યારે તે માત્ર બેમાંનો બીજો હતો, જ્યારે તે બન્ને ગુફામાં હતાં, જ્યારે તે તેના સાથીદારને કહી રહ્યો હતો કે "દુઃખી ન થા, અલ્લાહ આપણી સાથે છે."[૪૨] તે વખતે અલ્લાહે તેની ઉપર પોતાના તરફથી હૃદયની શાંતિ ઊતારી અને તેની મદદ એવા લશ્કરો વડે કરી જે તમને દેખાતા ન હતાં અને કાફિરોના બોલને**

અપીલ) કરવામાં ન આવે અથવા ત્યાં સુધી કોઈ વિસ્તારની મુસ્લિમ આબાદીને અથવા મુસલમાનોના કોઈ જૂથને જિહાદ માટે નીકળવાનો હુકમ આપવામાં ન આવે, ત્યાં સુધી તો જિહાદ ફર્ઝેકિફાયા રહે છે. એટલે કે થોડા લોકો તેની ઉપર અમલ કરતાં રહે તો બાકીના લોકો ઉપરથી તેનું ફરજિયાતપણું દૂર થઈ જાય છે. પરંતુ જ્યારે મુસલમાનોના ઈમામ તરફથી મુસલમાનોને જિહાદ માટે જાહેર અપીલ કરવામાં આવે અથવા કોઈ ખાસ જૂથ અથવા ખાસ વસ્તીની આબાદીને બોલાવવામાં આવે, ત્યાર પછી જેમને બોલાવવામાં આવ્યાં હોય તેમની ઉપર જિહાદ ફર્ઝેઐન (મૂળ કર્તવ્ય) છે, એટલે સુધી કે જે માણસ કોઈ ખરેખર મજબૂરી વિના ન નીકળે તો તેનું ઈમાન પણ વિશ્વસનીય રહેતું નથી.

(૪૧) એટલે કે ખુદાનું કામ કંઈ તમારી ઉપર આધારિત નથી કે તમે કરશો તો થશે નહીં તો નહીં થાય. હકીકતમાં આ તો ખુદાની કૃપા અને મહેરબાની છે કે જે તમને તેના દીનની સેવાની સુવર્ણ તક આપી રહ્યો છે. જો તમે તમારી મૂર્ખાઈના કારણે આ તક ગુમાવી દેશો તો ખુદા બીજી કોઈ કોમને આના માટે અનુકૂળતા એનાયત કરી દેશે અને તમે વંચિત રહી જશો.

(૪૨) આ એ પ્રસંગનો ઉલ્લેખ છે જ્યારે મક્કાના કાફિરોએ નબી સ.અ.વ.ની હત્યા કરવાનો ઈરાદો કરી લીધો હતો અને આપ બરાબર એ જ રાત્રે જે હત્યા માટે નક્કી કરવામાં આવી હતી, મક્કાથી નીકળીને મદીના તરફ હિજરત કરી ગયા હતાં. મુસલમાનોની મોટી સંખ્યા બબ્બે, ચાર-ચાર કરીને પહેલાંથી જ મદીના પહોંચી ગઈ હતી. મક્કામાં માત્ર એ જ મુસલમાનો રહી ગયા હતાં જે સાવ લાચાર હતાં અથવા તો દંભી ઈમાન ધરાવતા હતાં અને તેમની ઉપર સહેજ પણ વિશ્વાસ કરી શકાય તેમ ન હતો. આવી પરિસ્થિતિમાં જ્યારે આપને ખબર પડી કે આપની હત્યા કરવાનો નિર્ણય લેવાઈ ગયો છે ત્યારે આપ એકમાત્ર મિત્ર હઝરત અબૂબક્ર રદિ. ને

كَلِمَةَ الَّذِيْنَ كَفَرُوا السُّفْلٰى ؕ وَ كَلِمَةُ اللّٰهِ هِيَ الْعُلْيَا ؕ وَ اللّٰهُ
عَزِيْزٌ حَكِيْمٌ ﴿۴۰﴾ اِنْفِرُوْا خِفَافًا وَّ ثِقَالًا وَّ جَاهِدُوْا بِاَمْوَالِكُمْ وَ
اَنْفُسِكُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۴۱﴾
لَوْ كَانَ عَرَضًا قَرِيْبًا وَّ سَفَرًا قَاصِدًا لَّاتَّبَعُوْكَ
وَ لٰكِنْۢ بَعُدَتْ عَلَيْهِمُ الشُّقَّةُ ؕ وَ سَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَوِ
اسْتَطَعْنَا لَخَرَجْنَا مَعَكُمْ ۚ يُهْلِكُوْنَ اَنْفُسَهُمْ ۚ وَ اللّٰهُ

**નીચો પાડી દીધો. અને અલ્લાહનો બોલ તો ઊંચો જ છે, અલ્લાહ જોરાવર અને ડહાપણવાળો છે. — નીકળો, ચાહે હળવા હોવ કે ભારે,[૪૩] અને સંઘર્ષ કરો અલ્લાહના માર્ગમાં તમારા માલ અને તમારા જીવો વડે, આ તમારા માટે સારૂં છે જો તમે જાણો.**

**હે નબી, જો લાભ સરળતાપૂર્વક પ્રાપ્ત થઈ શકે તેમ હોત અને મુસાફરી સરળ હોત તો તેઓ જરૂર તમારી પાછળ ચાલવા માટે તૈયાર થઈ જાત, પરંતુ તેમના માટે તો આ રસ્તો ઘણો મુશ્કેલ બની ગયો.[૪૪] હવે તેઓ ખુદાના સોગંદ ખાઈ ખાઈને કહેશે કે જો અમે આવી શકતાં હોત તો જરૂર તમારી સાથે નીકળત. તેઓ પોતાની જાતને વિનાશમાં નાખી રહ્યાં છે. અલ્લાહ સારી રીતે**

---

સાથે લઈને મકકાથી નીકળ્યાં, અને આ અનુમાન કરીને કે આપનો પીછો જરૂર કરવામાં આવશે, આપે મદીનાનો માર્ગ છોડીને (જે ઉત્તર તરફ હતો) દક્ષિણનો માર્ગ પકડયો. અહીં ત્રણ દિવસ સુધી આપ સૌરની ગુફામાં સંતાઈ રહ્યાં. લોહી તરસ્યા દુશ્મનો આપને ચારેય બાજુ શોધતા ફરી રહ્યા હતાં. મકકાની આસપાસના મેદાની વિસ્તારનો કોઈ હિસ્સો તેમણે એવો બાકી ન રાખ્યો જયાં આપને શોધ્યાં ન હોય. આના જ અનુસંધાનમાં એક વખતે એમાંથી કેટલાક લોકો બરાબરએ ગુફાના મુખ ઉપર પણ પહોંચી ગયાં જેમાં આપ સંતાયા હતાં. હઝરત અબૂબક્ર રદિ.ને ભારે ડર લાગ્યો કે જો આ લોકોમાંથી કોઈએ સહેજ આગળ વધીને ગુફામાં ડોકિયું પણ કર્યું તો તે તેમને જોઈ લેશે પરંતુ નબી સ.અ.વ.ની શાંતિમાં કોઈ ફરક આવ્યો નહીં અને આપે આ કહીને હઝરત અબૂબક્ર રદિ.ને સાંત્વન આપ્યું કે "દુઃખી ન થાઓ, અલ્લાહ આપણી સાથે છે."

(૪૩) હળવા અને ભારેના શબ્દો બહુ વિશાળ અર્થ ધરાવે છે. એટલે કે જયારે નીકળવાનો હુકમ થઈ ગયેલો છે ત્યારે કોઈ પણ સંજોગોમાં તમારે નીકળવું જ જોઈએ, પછી તે ખુશીખુશી હોય કે અણગમા સાથે, ચાહે સુખ-સમૃદ્ધિની હાલતમાં કે ગરીબીની હાલતમાં, ચાહે પુષ્કળ સરસામાન સાથે હોય કે સાધનવિહોણી હાલતમાં,



يَعْلَمُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿٤٢﴾ عَفَا اللّٰهُ عَنْكَ ۚ لِمَ اَذِنْتَ لَهُمْ
حَتّٰى يَتَبَيَّنَ لَكَ الَّذِيْنَ صَدَقُوْا وَ تَعْلَمَ الْكٰذِبِيْنَ ﴿٤٣﴾
لَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ اَنْ
يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ وَ اَنْفُسِهِمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ﴿٤٤﴾
اِنَّمَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَ الْيَوْمِ
الْاٰخِرِ وَارْتَابَتْ قُلُوْبُهُمْ فَهُمْ فِيْ رَيْبِهِمْ يَتَرَدَّدُوْنَ ﴿٤٥﴾

---

**જાણે છે કે તેઓ જૂઠ્ઠાં છે. (રુકૂઅ ૬)**

**હે નબી, અલ્લાહ તમને માફ કરે, તમે શા માટે તેમને પરવાનગી આપી દીધી ? (તમારે જાતે તેમને પરવાનગી આપવી જોઈતી ન હતી) જેથી તમારી ઉપર સ્પષ્ટ થઈ કે કોણ સાચાં છે અને જૂઠ્ઠાંને પણ તમે જાણી લેત.[૪૫] જે લોકો અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવે છે તે તો કદાપિ તમને આ વિનંતી નહીં કરે કે તેમને તેમના જાનમાલ સાથે સંઘર્ષ કરવામાંથી મુક્તિ આપવામાં આવે. અલ્લાહ સંયમી લોકોને સારી રીતે જાણે છે. આવી વિનંતીઓ તો માત્ર એ જ લોકો કરે છે જે અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવતાં નથી, જેમનાં હૃદયોમાં શંકા છે અને તેઓ તેમની શંકામાં જ ઢચુપચુ થઈ રહ્યાં છે.[૪૬]**

---

ચાહે અનુકૂળ પરિસ્થિતિમાં કે પ્રતિકૂળ સંજોગોમાં, ચાહે યુવાન અને તંદુરસ્ત હોવ કે વૃદ્ધ અને કમજોર.

(૪૪) એટલે કે આ જોઈને કે મુકાબલો રોમ જેવી સત્તા સાથે છે તથા સમય ધોમધખતા ઉનાળાનો છે અને દેશમાં દુષ્કાળની સ્થિતિ છે તથા નવા વર્ષનો પાક કે જેની ઉપર આશા બંધાઈ હતી કાપણીને લાયક થઈ ગયેલો છે, આ જોઈને તેમને તબૂકની કૂચ ખૂબ જ ભારે લાગવા માંડી.

(૪૫) કેટલાક દંભીઓએ બહાના ઉપજાવી કાઢીને રજૂ કર્યાં અને નબી સ.અ.વ. પાસે નહીં જવાની પરવાનગી માગી, અને નબી સ.અ.વ. એ પણ પોતાની અંગત જાણકારીના આધારે એ જાણવા છતાં કે તેઓ ફક્ત બહાનાં બનાવી રહ્યાં છે તેમને પરવાનગી આપી દીધી હતી. આને અલ્લાહતઆલાએ પસંદ ન કર્યું અને નબી સ.અ.વ.ને ચેતવ્યાં કે આવું નરમ વલણ યોગ્ય નથી. પરવાનગી આપી દેવાના કારણે આ દંભીઓને તેમના દંભ ઉપર પડદો નાખવાની તક મળી ગઈ. જો તેમને પરવાનગી આપવામાં આવી ન હોત અને ત્યારપછી તેઓ ઘરે બેઠા રહ્યાં હોત તો ઈમાનનો તેમનો જુઠ્ઠો દાવો ખુલ્લો પડી જાત.

وَلَوْ أَرَادُوا الْخُرُوجَ لَأَعَدُّوا لَهُ عُدَّةً وَلَٰكِنْ كَرِهَ اللَّهُ
انْبِعَاثَهُمْ فَثَبَّطَهُمْ وَقِيلَ اقْعُدُوا مَعَ الْقَاعِدِينَ ﴿٤٦﴾ لَوْ خَرَجُوا
فِيكُمْ مَا زَادُوكُمْ إِلَّا خَبَالًا وَلَأَوْضَعُوا خِلَالَكُمْ يَبْغُونَكُمُ
الْفِتْنَةَ ۚ وَفِيكُمْ سَمَّاعُونَ لَهُمْ ۗ وَاللَّهُ عَلِيمٌ بِالظَّالِمِينَ ﴿٤٧﴾
لَقَدِ ابْتَغَوُا الْفِتْنَةَ مِنْ قَبْلُ وَقَلَّبُوا لَكَ الْأُمُورَ
حَتَّىٰ جَاءَ الْحَقُّ وَظَهَرَ أَمْرُ اللَّهِ وَهُمْ كَارِهُونَ ﴿٤٨﴾

**જો ખરેખર તેમનો ઈરાદો નીકળવાનો હોત તો તેઓ તેના માટે કંઈક તૈયારી કરત. પરંતુ અલ્લાહને તેમનું ઊઠવું પસંદ જ ન હતું[૪૭] તેથી તેણે તેમને આળસુ બનાવી દીધાં અને કહી દેવામાં આવ્યું કે બેઠાં રહો બેસનારાની સાથે. જો તેઓ તમારી સાથે નીકળ્યાં હોત તો તમારી અંદર બગાડ સિવાય કોઈ વસ્તુનો વધારો ન કર્યો હોત. તેઓ તમારી અંદર ફિત્ના ફેલાવવા માટે પ્રયત્ન કરત, અને તમારા જૂથની હાલત આ છે કે હજુ તેમનામાં એવા ઘણાં લોકો રહેલાં છે જે તેમની વાતો કાન દઈને સાંભળે છે, અલ્લાહ આ જુલમીઓને સારી પેઠે જાણે છે. આ અગાઉ પણ આ લોકોએ ફિત્ના ઊભા કરવાના પ્રયત્નો કર્યાં છે અને તમને નિષ્ફળ બનાવવા માટે તેઓ દરેક પ્રકારની યુક્તિઓ અજમાવી ગયેલાં છે, એટલે સુધી કે તેમની મરજી વિરુદ્ધ સત્ય આવી ગયું અને અલ્લાહનું કામ થઈને રહ્યું.**

(૪૬) આના ઉપરથી જણાયું કે કુફ્ર અને ઈસ્લામની લડાઈ એક કસોટી છે જે સાચા મુસલમાન અને ઈમાનના ખોટા દાવેદાર વચ્ચેના ભેદને સ્પષ્ટ કરી દે છે. જે માણસ આ લડાઈમાં હૃદયપૂર્વક ઈસ્લામની હિમાયત કરે અને તેની સમગ્ર તાકાત તથા તમામ સાધનો તેને વિજયી બનાવવાના પ્રયાસ પાછળ ખર્ચી નાખે તથા કોઈ પણ બલિદાન આપવામાં પાછો ન પડે, તે જ સાચો મુસલમાન છે. આનાથી વિરૂદ્ધ જે આ લડાઈમાં ઈસ્લામનો સાથ આપવાથી દૂર ભાગે છે અને કુફ્રના વિજયનું જોખમ સામે જોવા છતાં પણ ઈસ્લામના વિજય માટે જાનમાલ હોમી દેવાનું ટાળે તો તેનું આ વલણ પોતે આ હકીકતને સ્પષ્ટ કરી દે છે કે તેના દિલમાં ઈમાન નથી.

(૪૭) એટલે કે કમને નીકળવાનું અલ્લાહને પસંદ ન હતું કેમ કે જયારે તેઓ જિહાદમાં સામેલ થવાની ભાવના તથા ઈરાદો જ ધરાવતા ન હતાં તેમજ તેમની અંદર દીનના વિજય માટે જીવ આપી દેવાની કોઈ ઈચ્છા જ ન હતી ત્યારે તેઓ માત્ર મુસલમાનોની આંખની શરમ રાખીને કમને અથવા કોઈ ફિત્નાના ઈરાદા સાથે તૈયારી કરીને ઊભાં થાત તો આ વસ્તુ બીજી હજાર ખરાબીઓનું કારણ બનત જેમ કે હવે પછીની આયતમાં

وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ ائْذَنْ لِّيْ وَلَا تَفْتِنِّيْ ؕ اَلَا فِي الْفِتْنَةِ
سَقَطُوْا ؕ وَاِنَّ جَهَنَّمَ لَمُحِيْطَةٌۢ بِالْكٰفِرِيْنَ ﴿٤٩﴾ اِنْ تُصِبْكَ
حَسَنَةٌ تَسُؤْهُمْ ۚ وَاِنْ تُصِبْكَ مُصِيْبَةٌ يَّقُوْلُوْا قَدْ
اَخَذْنَاۤ اَمْرَنَا مِنْ قَبْلُ وَيَتَوَلَّوْا وَّهُمْ فَرِحُوْنَ ﴿٥٠﴾
قُلْ لَّنْ يُّصِيْبَنَاۤ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا ۚ هُوَ مَوْلٰىنَا ۚ

---

**તેમનામાંથી કોઈ છે જે કહે છે કે ‘‘મને જવાની રજા આપી દો. અને મને અજમાયશમાં ન નાખો.[૪૮]’’ —— સાંભળી લેજો, આ લોકો અજમાયશમાં જ તો મૂકાયેલાં[૪૯] છે અને જહન્નમે આ કાફિરોને ઘેરી લીધેલાં છે.[૫૦]**

**તમારું સારૂં થાય છે ત્યારે તેમને દુઃખ થાય છે અને તમારી ઉપર કોઈ મુસીબત આવે છે ત્યારે આ લોકો મોઢું ફેરવીને હરખાતાં પાછા ફરે છે અને કહેતાં જાય છે કે સારું થયું અમે અગાઉથી જ અમારો મામલો સુધારી લીધો હતો. આમને કહો ‘‘અમને કદાપિ કોઈ (બૂરાઈ કે ભલાઈ) પહોંચતી નથી સિવાય એ કે જે અલ્લાહે અમારા માટે લખી દીધી છે. અલ્લાહ જ અમારો માલિક છે,**

---

સ્પષ્ટતાપૂર્વક કહેવામાં આવ્યું છે.

(૪૮) જે દંભીઓ બહાના બનાવીને પાછળ રોકાઈ જવાની પરવાનગીઓ માગી રહ્યા હતાં તેમાંથી કેટલાક એવા નફ્ફટ પણ હતાં જે અલ્લાહના માર્ગમાં પાછીપાની કરવા માટે ધાર્મિક અને નૈતિક પ્રકારના બહાના બનાવતા હતાં. આમ, તેમાંથી એક માણસ જદ્દ બિન કૈસ વિષે રિવાયતોમાં આવ્યું છે કે તેણે નબી સ.વ.અ. સમક્ષ આવીને વિનંતી કરી કે હું સૌંદર્યનો પૂજારી માણસ છું, મારી કોમના લોકો મારી આ કમજોરીથી વાકેફ છે કે સ્ત્રીની બાબતમાં મારાથી ધીરજ રાખી શકાતી નથી. મને ડર છે કે કયાંક રોમન સ્ત્રીઓને જોઈને હું લપસી ન પડું. એટલા માટે આપ મને અજમાયશમાં ન મૂકો અને આ જિહાદમાં ભાગ લેવાથી મને મુક્ત રાખો.

(૪૯) એટલે કે નામ તો લડાઈથી બચવાનું લે છે પરંતુ હકીકતમાં દંભ, જૂઠ અને આડંબરનો ફિત્નો તેમની ઉપર છવાયેલો છે. પોતે આ માને છે કે નાના નાના ફિત્નાઓની શકયતાઓ સામે પરેશાની અને ડર દર્શાવીને આ લોકો મોટા સંયમી સાબિત બની રહ્યાં છે. પરંતુ હકીકતમાં કુફ્ર અને ઈસ્લામની નિર્ણાયક લડાઈ પ્રસંગે ઈસ્લામની હિમાયત કરવાથી દૂર રહીને તેઓ એ મોટા ફિત્નામાં પડી રહ્યાં છે જેના કરતાં મોટા કોઈ બીજા ફિત્નાની કલ્પના કરી શકાય તેમ નથી.

(૫૦) એટલે કે સંયમના આ દેખાડાએ તેમને જહન્નમથી દૂર ન કર્યાં બલકે દંભની આ લાનતે તેમને જહન્નમના પંજામાં ઊલટાના ફસાવી દીધાં.

وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿٥١﴾ قُلْ هَلْ تَرَبَّصُوْنَ
بِنَآ اِلَّآ اِحْدَى الْحُسْنَيَيْنِ ؕ وَنَحْنُ نَتَرَبَّصُ بِكُمْ اَنْ

**અને ઈમાનવાળાઓએ તેની જ ઉપર ભરોસો કરવો જોઈએ.[૫૧]"**

**આમને કહો "તમે અમારા મામલામાં જે વસ્તુની રાહ જોઈ રહ્યાં છો તે આ સિવાય બીજી કઈ છે કે બે ભલાઈઓમાંથી એક ભલાઈ છે ?[૫૨] અને અમે તમારા મામલામાં જે વસ્તુની રાહ જોઈ રહ્યાં છીએ તે આ છે કે**

(૫૧) અહીં દુનિયાપરસ્ત અને ખુદાપરસ્તની માનસિકતા વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. દુનિયાપરસ્ત માણસ જે કંઈ કરે છે તે તેના મનની પ્રસન્નતા માટે કરે છે અને તેના મનનો આનંદ દુનિયાના કેટલાક હેતુઓની પ્રાપ્તિ પર આધારિત હોય છે. આ હેતુઓ તેને પ્રાપ્ત થઈ જાય ત્યારે તે ગર્વ લે છે અને પ્રાપ્ત ન થાય ત્યારે હતાશ થઈ જાય છે. બીજું, તેનો બધો જ મદાર ભૌતિક સાધનો પર હોય છે, તે સાધનો ઉપયોગી નીવડે તો તે ઉત્સાહિત થાય છે અને ઉપયોગી બનતા દેખાય નહીં ત્યારે તેની હિંમત તૂટી જાય છે. આનાથી વિરૂદ્ધ ખુદાપરસ્ત માણસ જે કંઈ કરે છે તે અલ્લાહની પ્રસન્નતા માટે કરે છે અને તેના કામમાં તેનો ભરોસો તેની શક્તિ અથવા ભૌતિક સાધનો ઉપર નહીં બલકે અલ્લાહ ઉપર હોય છે. સત્યના માર્ગમાં કામ કરતી વખતે તેની ઉપર મુસીબતો આવે અથવા સફળતાઓ વરસી પડે, બન્ને પરિસ્થિતિઓમાં તે આ જ માને છે કે જે કંઈ અલ્લાહની મરજી છે તે પૂરી થઈ ગઈ છે. મુસીબતો તેનું હૃદય ભાંગી શકતી નથી અને સફળતાઓ તેને ઘમંડમાં નાખી શકતી નથી. કેમ કે પ્રથમ તો બન્નેને તે પોતાના હિતમાં ખુદા તરફથી માને છે અને તેને હંમેશાં આ ચિંતા થયા કરતી હોય છે કે ખુદાએ આપેલી આ અજમાયશમાંથી તે સલામત રીતે પસાર થઈ જાય. બીજું, તેની સમક્ષ દુનિયાના હેતુઓ હોતાં નથી કે તે પ્રમાણે તે પોતાની સફળતા અથવા નિષ્ફળતાનું માપ કાઢે. તેની સામે તો ખુદાની પ્રસન્નતાનો એકમાત્ર હેતુ હોય છે અને આ હેતુથી તે નજીક છે કે દૂર તેનું માપદંડ કોઈ દુનિયાની સફળતાની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિ નથી બલકે માત્ર આ વાત છે કે અલ્લાહના માર્ગમાં જાનમાલની બાજી લગાડવાની જે ફરજ તેની ઉપર લાગુ થતી હતી તે એણે કેટલી હદ સુધી પૂરી કરી. જો આ ફરજ તેણે અદા કરી દીધી હોય તો પછી દુનિયામાં તે બાજી હારી ગયો હોત તો પણ તેને પૂરો વિશ્વાસ રહે છે કે જે ખુદા માટે તેણે માલ ખર્ચ્યો છે અને જીવ આપ્યો છે, તે તેના બદલાને વ્યર્થ કરનાર નથી. તેથી તે દુનિયાના સાધનો પાસેથી આશા જ રાખતો નથી કે તેમની ઉપયોગિતા અથવા બિનઉપયોગિતા તેને ખુશ અથવા દુઃખી કરે. તેનો સંપૂર્ણ વિશ્વાસ ખુદા ઉપર જ હોય છે કે જે દુનિયાના સાધનોનો હાકેમ છે અને તેના ભરોસા ઉપર તે પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ એ જ હિંમત અને સાહસની સાથે કામ કર્યે જાય છે જેનું પ્રદર્શન દુનિયાના લોકો પાસેથી માત્ર અનુકૂળ પરિસ્થિતિમાં જ થતું હોય છે. તેથી અલ્લાહતઆલા કહે છે કે આ દુનિયાપરસ્ત દંભીઓને કહી દો કે અમારો મામલો તમારા મામલાથી મૂળભૂત રીતે ભિન્ન છે. તમારી પ્રસન્નતા અને દુઃખના નિયમો જુદાં છે અને અમારા જુદાં. તમે શાંતિ અને અશાંતિ જુદા સ્રોતમાંથી મેળવો છો અને અમે જુદા સ્રોતમાંથી.

يُّصِيْبَكُمُ اللّٰهُ بِعَذَابٍ مِّنْ عِنْدِهٖۤ اَوْ بِاَيْدِيْنَا ۖ
فَتَرَبَّصُوْۤا اِنَّا مَعَكُمْ مُّتَرَبِّصُوْنَ ۝٥٢ قُلْ اَنْفِقُوْا طَوْعًا اَوْ
كَرْهًا لَّنْ يُّتَقَبَّلَ مِنْكُمْ ؕ اِنَّكُمْ كُنْتُمْ قَوْمًا فٰسِقِيْنَ ۝٥٣ وَ
مَا مَنَعَهُمْ اَنْ تُقْبَلَ مِنْهُمْ نَفَقٰتُهُمْ اِلَّاۤ اَنَّهُمْ كَفَرُوْا
بِاللّٰهِ وَ بِرَسُوْلِهٖ وَ لَا يَاْتُوْنَ الصَّلٰوةَ اِلَّا وَ هُمْ كُسَالٰى

**અલ્લાહ પોતે તમને સજા આપે છે અથવા અમારા હાથે અપાવડાવે છે ? સારું તો હવે તમે પણ રાહ જુઓ અને અમે પણ તમારી સાથે રાહ જોઈ રહ્યાં છીએ.''**

**આમને કહો ''તમે તમારા માલ ચાહે રાજીખુશીથી ખર્ચ કરો અથવા અણગમા સાથે,[૫૩] કોઈ પણ સંજોગોમાં તે સ્વીકારવામાં આવશે નહીં કેમ કે તમે દુરાચારી છો.'' આમના આપેલાં માલ સ્વીકાર નહીં થવાનું કારણ આના સિવાય કંઈ નથી કે આ લોકોએ અલ્લાહ અને તેના પયગમ્બર સાથે કુફ્ર કર્યું છે, નમાઝ માટે આવે છે તો આળસ મરડતાં આવે છે**

(૫૨) દંભીઓ પોતાની ટેવ પ્રમાણે આ પ્રસંગે પણ કુફ્ર અને ઈસ્લામની આ લડાઈમાં ભાગ લેવાને બદલે તેમની રીતે ભારે ચાલાકીપૂર્વક દૂર બેસીને આ જોવા માગતા હતાં કે આ લડાઈનું પરિણામ શું આવે છે, પયગમ્બર અને પયગમ્બરના સાથીઓ વિજયી થઈને આવે છે કે પછી રોમનોની લશ્કરી તાકાત સામે ટકરાઈને ભુક્કેભુક્કા થઈ જાય છે. આનો જવાબ તેમને અહીં આપવામાં આવ્યો છે કે જે બે પરિણામોમાંથી એકના આવવાની તમે રાહ જોઈ રહ્યાં છો, ઈમાનવાળાઓ માટે તો આ બન્નેમાં સદંતર ભલાઈ જ છે. તેઓ જો વિજયી બને તો તેનું સારું હોવું તો દેખીતું જ છે પરંતુ જો તેમના ધ્યેયપ્રાપ્તિના માર્ગમાં જીવ જોખમમાં નાખીને તે બધાં જ મૃત્યુને ભેટે તો પણ દુનિયાની નજરમાં ભલે આ સરિયામ નિષ્ફળતા હોય પરંતુ હકીકતમાં આ પણ એક બીજી સફળતા છે. એટલા માટે કે મુસલમાનની સફળતા અને નિષ્ફળતાનું માપદંડ આ નથી કે તેણે કોઈ દેશ જીત્યો કે ન જીત્યો, અથવા કોઈ રાજયની સ્થાપના કરી દીધી કે નહીં, બલકે તેનું માપદંડ આ છે કે તેણે પોતાના ખુદાના બોલને બુલંદ કરવા માટે પોતાના દિલ, દિમાગ અને શરીર અને પ્રાણની સમસ્ત શક્તિઓ લડાવી દીધી કે નહીં. આ કામ જો તેણે કરી દીધું તો હકીકતમાં તે સફળ છે પછી ભલે દુનિયાની દૃષ્ટિએ તેની મહેનતનું પરિણામ શૂન્ય જ કેમ ન હોય.

(૫૩) કેટલાક દંભીઓ એવા પણ હતાં જે પોતાની જાતને જોખમમાં મૂકવા માટે તૈયાર તો ન હતાં પરંતુ આ પણ ઈચ્છતા ન હતાં કે આ જિહાદ અને તેની પ્રક્રિયાથી બિલકુલ દૂર રહીને મુસલમાનોની નજરમાં તેમની બધી જ ઈજ્જત ગુમાવી બેસે અને પોતાની દંભને ખુલ્લી રીતે જાહેર કરી દે. એટલા માટે તેઓ કહેતા હતાં કે

وَلَا يُنْفِقُوْنَ اِلَّا وَهُمْ كٰرِهُوْنَ ﴿٥٤﴾ فَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ
وَلَآ اَوْلَادُهُمْ ۭ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا فِي
الْحَيٰوةِ الدُّنْيَا وَتَزْهَقَ اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ ﴿٥٥﴾

**અને ખુદાના માર્ગમાં ખર્ચ કરે છે ત્યારે કમને ખર્ચ કરે છે. આમની ધન-દોલત અને આમની બહોળી સંતાન જોઈને ભરમાઈ ન જાઓ, અલ્લાહ તો આ ઇચ્છે છે કે આ જ વસ્તુઓ વડે તેમને દુનિયાના જીવનમાં પણ યાતનામાં નાખે[૫૪] અને તેઓ પ્રાણ પણ છોડે ત્યારે સત્યના ઇનકારની જ હાલતમાં છોડે.[૫૫]**

અમે યુદ્ધસેવા આપવા માટે હાલ તો દિલગીર છીએ પરંતુ માલ વડે મદદ કરવા માટે તૈયાર છીએ.

(૫૪) એટલે કે આ માલ અને ઔલાદના પ્રેમમાં પડીને જે દંભપૂર્ણ વલણ તેમણે અપનાવ્યું છે તેના કારણે મુસ્લિમ સમાજમાં આ લોકો અત્યંત અપમાનિત અને ફજેત થઈને રહેશે અને એ બધી રાજવી શાન તથા નામના, વ્યક્તિત્વ અને ચૌધરીપણું કે જે અત્યાર સુધી આરબ સમાજમાં તેમને મળતા રહ્યાં છે, નવી ઇસ્લામી સામાજિક વ્યવસ્થામાં ધૂળમાં મળી જશે. નાનામાં નાના ગુલામો અને ગુલામોની સંતાન તેમજ સામાન્ય ખેડૂતો અને ઢોર ચારનારાં કે જેમણે ઈમાનની નિષ્ઠાનો પુરાવો આપ્યો છે, આ નવી વ્યવસ્થામાં આબરૂદાર હશે અને વંશગત ચૌધરીઓ તેમની દુનિયાપરસ્તીના કારણે બેઆબરૂ થઈને રહી જશે.

આ કેફિયતનો એક રસપ્રદ નમૂનો એ ઘટના છે જે એ વખતે હઝરત ઉમર રદિ.ની સભામાં બની. કુરૈશના કેટલાક મોટા આગેવાનો કે જેમાં સુહૈલ બિન અમ્ર અને હારિસ બિન હિશામ જેવા લોકો પણ સામેલ હતાં, હઝરત ઉમર રદિ.ને મળવા માટે ગયાં. ત્યાં એવું બન્યું કે અનસારીઓ અને મુહાજિરોમાંથી કોઈ સાધારણ માણસ પણ આવતો ત્યારે હઝરત ઉમર રદિ. તેને પોતાની પાસે બોલાવીને બેસાડતાં અને આ આગેવાનોને કહેતાં કે આના માટે જગ્યા ખાલી કરો. થોડી જ વારમાં વાત એટલે સુધી પહોંચી કે આ લોકો ખસતાં ખસતાં બેઠક ખંડના છેડે પહોંચી ગયાં. બહાર નીકળીને હારિસ બિન હિશામે તેના સાથીદારોને કહ્યું કે તમે લોકોએ જોયું કે આજે આપણી સાથે કેવો વ્યવહાર થયો છે ? સુહૈલ બિન અમ્રે કહ્યું કે આમાં ઉમરનો કોઈ દોષ નથી, દોષ આપણો છે કે જયારે આપણને આ દીન તરફ બોલાવવામાં આવ્યાં ત્યારે આપણે મોઢું ફેરવી લીધું અને આ લોકો તેની તરફ દોડી આવ્યાં. પછી આ બન્ને ફરીથી હઝરત ઉમર રદિ.ની પાસે ગયાં અને કહ્યું કે આજે અમે આપનો વ્યવહાર જોયો અને અમે જાણીએ છીએ કે આ અમારી ભૂલોનું પરિણામ છે પરંતુ હવે આને સુધારવાનો પણ કોઈ રસ્તો છે ? હઝરત ઉમર રદિ. એ મોઢેથી કંઈ પણ જવાબ ન આપ્યો અને ફકત રોમની સરહદ તરફ ઇશારો કરી દીધો. આનો અર્થ આ હતો કે હવે જિહાદના મેદાનમાં જાનમાલ ખર્ચો તો કદાચ એ સ્થાન તમને ફરીથી મળી જાય જે તમે ખોઈ બેઠાં છો.

(૫૫) એટલે કે આ અપમાન અને ફજેતીથી મોટી મુસીબત તેમના માટે આ હશે કે દંભના જે ગુણોને આ લોકો તેમની અંદર ઊછેરી રહ્યાં છે તેના કારણે તેમને મૃત્યુપર્યંત સુધી સાચા ઈમાનની અનુકૂળતા થશે નહીં અને પોતાની દુનિયા ખરાબ કરી લીધા પછી એવી સ્થિતિમાં દુનિયામાંથી વિદાય થશે કે આખિરત ખરાબ, બલકે

وَيَحْلِفُوْنَ بِاللّٰهِ اِنَّهُمْ لَمِنْكُمْ ؕ وَمَا هُمْ مِّنْكُمْ وَلٰكِنَّهُمْ قَوْمٌ يَّفْرَقُوْنَ ﴿٥٦﴾ لَوْ يَجِدُوْنَ مَلْجَاً اَوْ مَغٰرٰتٍ اَوْ مُدَّخَلًا لَّوَلَّوْا اِلَيْهِ وَهُمْ يَجْمَحُوْنَ ﴿٥٧﴾ وَمِنْهُمْ مَّنْ يَّلْمِزُكَ فِى الصَّدَقٰتِ ۚ

**તેઓ અલ્લાહના સોગંદ ખાઈ ખાઈને કહે છે કે અમે તમારામાંથી જ છીએ, જો કે કદાપિ તેઓ તમારામાંથી નથી. હકીકતમાં તો તેઓ એવા લોકો છે જે તમારાથી ભયભીત છે. જો તેઓ કોઈ આશ્રયસ્થાન મેળવી લે અથવા કોઈ ગુફા કે સંતાઈ બેસવાની જગ્યા, તો દોડીને તેમાં સંતાઈ જાય.**[૫૬]

**હે નબી, એમાંથી કેટલાક લોકો સદકાના માલની વહેંચણીની બાબતમાં તમારી સામે વાંધા ઉઠાવે છે.**

વધુ ખરાબ, હશે.

(૫૬) મદીનાના આ દંભીઓ મહદ્અંશે, બલકે બધાં જ, પૈસાદાર અને મોટી ઉંમરના લોકો હતાં. ઈબ્ને કસીરે અલબિદાયહ વ નનિહાયહમાં તેમની જે યાદી આપી છે તેમાં માત્ર એક જ યુવાનનો ઉલ્લેખ જોવા મળે છે અને ગરીબ તો તેમની અંદર કોઈ પણ નથી — આ લોકો મદીનામાં મિલકતો અને બહોળા વેપારધંધા ધરાવતા હતાં અને વિશ્વભ્રમણે તેમને તકસાધુ અને ચાલાક બનાવી દીધા હતાં. ઈસ્લામ જયારે મદીના પહોંચ્યો અને વસ્તીના એક ગણનાપાત્ર ભાગે પૂર્ણ નિષ્ઠા અને ઈમાનના જુસ્સા સાથે તેનો સ્વીકાર કરી લીધો ત્યારે આ લોકોએ પોતાની જાતને એક વિચિત્ર દ્વિધામાં જોયાં. તેમણે જોયું કે એક તરફ તો ખુદ તેમના પોતાના કબીલાઓની બહુમતી, બલકે તેમનાં પુત્રો અને પુત્રીઓ સુદ્ધાંને, આ નવા દીને ઈમાનના નશાથી મદમસ્ત કરી દીધાં છે. આનાથી વિરૂદ્ધ જો તેઓ કુફ્ર અને ઈનકાર ઉપર કાયમ રહે છે તો તેમની સત્તા, આબરૂ, ખ્યાતિ, બધું ધૂળમાં મળી જાય છે એટલે સુધી કે તેમના પોતાના ઘરોમાં તેમની સામે બગાવત ઊભી થવાનો ડર છે. બીજી તરફ આ દીનનો સાથ આપવાનો અર્થ આ છે કે તેઓ સમગ્ર આરબજગત સાથે, બલકે આસપાસની કોમો અને સામ્રાજયો સાથે પણ, લડાઈ વહોરી લેવા માટે તૈયાર થઈ જાય. મનની ઈચ્છાઓની ગુલામીએ મામલાના આ પાસા ઉપર નજર નાખવાની ક્ષમતા તો તેમની અંદર રહેવા જ દીધી ન હતી કે સત્ય અને સચ્ચાઈ પોતે પણ એક કિંમતી વસ્તુ છે જેના પ્રેમમાં માણસ જોખમો ઊઠાવી શકે છે અને જાનમાલની કુરબાનીઓ સહન કરી શકે છે. તેઓ દુનિયાના બધા જ મામલાઓ અને પ્રશ્નો ઉપર ફકત સ્વાર્થ અને લાભ અને તકસાધુતાની રીતે જ નજર નાખવા માટે ટેવાયેલા હતાં. એટલા માટે તેમને પોતાના હિતના રક્ષણનો ઉત્તમ રસ્તો આ જ દેખાયો કે ઈમાનનો દાવો કરે કે જેથી તેઓ તેમની કોમ વચ્ચે તેમની દેખાતી ઈજ્જત અને તેમની મિલકતો અને તેમના કામધંધાને સાચવી શકે પરંતુ નિષ્ઠાપૂર્વક ઈમાન અપનાવે નહીં કે જેથી એ જોખમો અને નુકસાનોનો સામનો કરવો ન પડે જે નિખાલસતાનો માર્ગ અપનાવવાથી અનિવાર્યપણે સામે આવવાના હતાં. તેમની આ જ માનસિકતાને અહીં આવી રીતે વર્ણવવામાં આવી છે કે હકીકતમાં આ લોકો તમારી સાથે નથી બલકે નુકસાનના ડરે તેમને બળજબરીથી તમારી સાથે બાંધી દીધાં છે. જે વસ્તુ તેમને આના માટે મજબૂર કરે છે કે પોતાની જાતને મુસલમાનોમાં ગણાવે તે માત્ર આ ડર છે કે મદીનામાં રહીને ખુલ્લંખુલ્લા બિનમુસ્લિમ બનીને રહે તો તેમનો

فَاِنْ اُعْطُوْا مِنْهَا رَضُوْا وَ اِنْ لَّمْ يُعْطَوْا مِنْهَآ اِذَا هُمْ
يَسْخَطُوْنَ ۝٥٨ وَ لَوْ اَنَّهُمْ رَضُوْا مَآ اٰتٰىهُمُ اللّٰهُ وَ رَسُوْلُهٗ ۙ وَ قَالُوْا

**જો આ માલમાંથી તેમને થોડું આપી દેવામાં આવે તો રાજી થઈ જાય, અને ન આપવામાં આવે તો રોષ કરવા માંડે છે.[૫૭] કેવું સારું થાત કે અલ્લાહે અને પયગમ્બરે જે કંઈ તેમને આપ્યું હતું તેની ઉપર તેઓ રાજી રહ્યાં હોત[૫૮] અને કહ્યું હોત કે**

દરજજો સમાપ્ત થઈ જાય અને કુટુંબીજનો સાથેના સંબંધો સુદ્ધાં કપાઈ જાય. મદીના છોડી દે તો તેમની મિલકતો અને વેપાર-ધંધા છોડવા પડે અને તેમની અંદર કુફ્ર માટે પણ એટલી નિખાલસતા નથી કે તેની ખાતર આ નુકસાનો સહન કરવા માટે તૈયાર થઈ જાય. આ અવઢવે તેમને એવા ફસાવી દીધાં છે કે મજબૂરીથી મદીનામાં બેસી રહ્યાં છે અને કમને નમાઝ પઢી રહ્યાં છે, અને ઝકાતનો દંડ ભોગવી રહ્યાં છે અને અવારનવાર કોઈને કોઈ ભયાનક દુશ્મનનો સામનો કરવો પડે છે અને વારંવારની જાનમાલની કુરબાનીઓની માગણીઓની જે મુસીબત તેમની ઉપર આવી પડે છે તેનાથી બચવા માટે એટલી હદે બેચેન છે કે જો કોઈ ગુફા કે બખોલ પણ તેમને એવી દેખાઈ આવે કે જેમાં તેમને સલામતી મળવાની આશા હોય તો આ લોકો ભાગીને તેમાં સંતાઈ બેસે.

(૫૭) અરબસ્તાનમાં આ પહેલો પ્રસંગ હતો કે દેશના બધાં જ નાગરિકો ઉપર, કે જે એક નિશ્ચિત પ્રમાણથી વધારે માલ ધરાવતા હતાં, વિધિસર રીતે ઝકાત લાગુ કરવામાં આવી હતી અને તેમની ખેતપેદાશોમાંથી, તેમના પશુધનમાંથી, તેમના વેપારી માલમાંથી, તેમના ખનીજ ઉત્પાદનોમાંથી અને તેમના સોના-ચાંદીના સંગ્રહમાંથી ૨.૫ ટકા, ૫ ટકા, ૧૦ ટકા અને ૨૦ ટકાના અલગ અલગ દરો પ્રમાણે વસૂલ કરવામાં આવતી હતી. ઝકાતનો આ બધો માલ વ્યવસ્થિત પદ્ધતિ દ્વારા વસૂલ કરવામાં આવતો હતો અને એક મધ્યસ્થ સ્થાને ભેગો કરીને વ્યવસ્થિત રીતે ખર્ચ કરવામાં આવતો હતો. આવી રીતે નબી સ.અ.વ.ની પાસે દેશમાં ચારેય બાજુથી એટલો માલ એકત્ર થઈને આવતો હતો તેમજ આપના હાથે વપરાતો હતો કે જે અરબસ્તાનના લોકોએ આની પહેલાં કયારેય કોઈ એક માણસના હાથમાં એકત્ર થતો અને વહેંચાતો જોયો ન હતો. ભૌતિકવાદી દંભીઓના મોમાં આ માલ જોઈને પાણી આવી જતું હતું. તેઓ આ ઈચ્છતા હતાં કે આ વહેતી નદીમાંથી તેમને પણ ભરપેટે પાણી પીવાની તક મળે પરંતુ અહીં પાણી પાનાર પોતે પોતાના માટે અને પોતાના સગાસંબંધીઓ માટે આ નદીના એક એક ટીપાને હરામ ઠરાવી ચૂકયો હતો અને એવી કોઈ આશા રાખતો ન હતો કે તેના હાથે હકકદાર લોકો સિવાય બીજા કોઈના મુખ સુધી પ્યાલો પહોંચી શકે. આ જ કારણ છે કે દંભીઓ નબી સ.અ.વ.ની ઝકાતની વહેંચણીને જોઈ જોઈને મનોમન મૂંઝાતા હતાં અને વહેંચણી વખતે આપની ઉપર જાતજાતના આક્ષેપો મૂકીને મ્હેણાં મારતા હતાં. હકીકતમાં તેમની ફરિયાદ તો આ હતી કે આ માલમાં અમને હસ્તક્ષેપ કરવાની તક આપવામાં આવતી નથી. પરંતુ આ વાસ્તવિક ફરિયાદને છૂપાવીને તેઓ આ આક્ષેપ મૂકતા હતાં કે માલની વહેંચણી ન્યાયી રીતે કરવામાં આવતી નથી અને તેમાં પક્ષપાતભર્યું વલણ અપનાવવામાં આવે છે.

(૫૮) એટલે કે ગનીમતના માલમાંથી જે ભાગ નબી સ.અ.વ. તેમને આપે છે તેની ઉપર સંતોષ માન્યો હોત અને ખુદાની કૃપાથી જે કંઈ તેઓ પોતે કમાવે છે તેમજ ખુદાએ આપેલાં આવકના સાધનોમાંથી જે સુખ તેમને મળેલું છે તેને પોતાના માટે પૂરતું માન્યું હોત.

حَسْبُنَا اللّٰهُ سَيُؤْتِيْنَا اللّٰهُ مِنْ فَضْلِهٖ وَ رَسُوْلُهٗۤ ۙ اِنَّاۤ اِلَى اللّٰهِ رٰغِبُوْنَ ﴿۵۹﴾ اِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَآءِ وَ الْمَسٰكِيْنِ وَ الْعٰمِلِيْنَ عَلَيْهَا

રુકૂઅ ૭

**“અલ્લાહ અમારા માટે પૂરતો છે, તે તેની કૃપાથી અમને ઘણું આપશે અને તેનો પયગમ્બર પણ અમારી ઉપર મહેરબાની કરશે.[૫૯] અમે અલ્લાહની જ તરફ મીટ માંડીને બેઠાં છીએ.”[૬૦] (રુકૂઅ ૭). આ સદકાનો માલ તો વાસ્તવમાં ફકીરો[૬૧] અને મિસ્કીનો[૬૨] માટે છે અને એ લોકો માટે જે સદકાની કામગીરી માટે નિમાયેલાં હોય,[૬૩]**

(૫૯) એટલે કે ઝકાત ઉપરાંત જે કંઈ માલ રાજયના ખજાનામાં આવશે તેમાંથી દરેકના હકક પ્રમાણે અમને સૌને એવી જ રીતે લાભ લેવાનો મોકો મળતો રહેશે જેવી રીતે અત્યાર સુધી મળતો રહ્યો છે.

(૬૦) એટલે કે અમારી નજર દુનિયા તથા તેની ક્ષુલ્લક વસ્તુઓ ઉપર નથી બલકે અલ્લાહ અને તેની દયા અને કૃપા ઉપર છે. તેની જ પ્રસન્નતા અમે ઈચ્છીએ છીએ, તેની જ પાસે આશા રાખીએ છીએ અને જે કંઈ તે આપે તેમાં રાજી છીએ.

(૬૧) ફકીરનો અર્થ એ દરેક માણસ છે જે પોતાની જીવનનિર્વાહની જરૂરિયાતો માટે બીજાની મદદનો મોહતાજ હોય. આ શબ્દ તમામ જરૂરતમંદ લોકો માટે સામાન્ય છે પછી તેઓ શારીરિક રીતે વિકલાંગ હોય અથવા ઘડપણના કારણે કાયમી રીતે મદદના મોહતાજ બની ગયાં હોય, અથવા કોઈ હંગામી કારણના લીધે તાત્કાલિક મદદના મોહતાજ બની ગયાં હોય તથા જો તેમને ટેકો મળી જાય તો આગળ જઈને જાતે તેમના પગ ઉપર ઊભા થઈ શકતાં હોય. દા.ત. અનાથ બાળકો, વિધવા સ્ત્રીઓ, બેરોજગાર લોકો અને એ લોકો કે જે હંગામી અકસ્માતોના ભોગ બને છે.

(૬૨) “મસ્કનત” مَسکَنَت શબ્દમાં આજીજી, મજબૂરી, લાચારી તથા નીચા દરજજાના અર્થો સામેલ છે. આ દૃષ્ટિએ મિસ્કીનો એ લોકો છે જે સામાન્ય જરૂરતમંદ લોકોની સરખામણીમાં વધુ ખરાબ સ્થિતિમાં હોય. નબી સ.અ.વ.એ આ શબ્દની સમજૂતી આપતાં ખાસ કરીને એવા લોકોને મદદને પાત્ર ઠરાવ્યાં છે જે લોકો તેમની જરૂરિયાતો પ્રમાણે સાધનો મેળવી ન રહ્યાં હોય અને ભારે તંગીની હાલતમાં હોય પરંતુ તેમનું સ્વમાન ન તો તેમને કોઈની સામે હાથ ફેલાવવાની પરવાનગી આપતું હોય, ન તો તેમની બાહ્ય સ્થિતિ એવી હોય કે કોઈ તેમને જરૂરતમંદ માનીને તેમની મદદ માટે આગળ આવે. એટલા માટે હદીસમાં આની સમજૂતી આવી રીતે આપવામાં આવી છે કે المسکین الذی لا یجد غنی یغنیه ولا یفطن له فیتصدق علیه ولا یقوم فیسئال الناس۔ “મિસ્કીન એ માણસ છે જે પોતાની જરૂરિયાત જેટલો માલ મેળવતો નથી, ન તો ઓળખી પણ શકાતો નથી કે જેથી તેની મદદ કરવામાં આવે અને ન તો તે ઊભો થઈને લોકોની પાસે માગે છે.” બીજા શબ્દોમાં તે એક એવો સજજન માણસ છે જે ગરીબ હોય.

(૬૩) એટલે કે એ લોકો જે ઝકાતની વસૂલાત માટે, વસૂલાત કરેલા માલના રક્ષણ માટે અને તેનો હિસાબ રાખવા માટે તેમજ તેની વહેંચણી કરવા માટે રાજય તરફથી નીમવામાં આવ્યાં હોય. આવાં લોકો ભલે ફકીર અને મિસ્કીન ન હોય તો પણ તેમનાં વેતન ઝકાતના ખાતામાંથી ચૂકવવમાં આવશે. આ શબ્દો આ જ સૂરઃની ૧૦૩ આયતના શબ્દો خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً આના માટે દલીલ પૂરી પાડે છે કે ઝકાતની વસૂલાત અને

وَالْمُؤَلَّفَةِ قُلُوْبُهُمْ وَفِي الرِّقَابِ وَالْغٰرِمِيْنَ وَفِيْ

**અને તેમના માટે જેમના દિલ જીતવાની જરૂર હોય.[૬૪] આ ઉપરાંત આ ગરદનો છોડાવવા[૬૫] અને કરજદારોની સહાય કરવામાં[૬૬] અને**

વહેંચણી ઈસ્લામી રાજયની ફરજોમાંથી છે.

આના અનુસંધાનમાં એક ઉલ્લેખનીય વાત આ છે કે નબી સ.અ.વ.એ પોતાની જાત માટે અને પોતાના કબીલા એટલે કે બનીહાશિમ માટે ઝકાતનો માલ હરામ ઠેરવી દીધો હતો, આમ નબી સ.અ.વ.એ પોતે પણ ઝકાતની વસૂલાત અને વહેંચણીનું કામ હંમેશાં વેતન લીધા વિના કર્યું તથા બનીહાશિમના બીજા લોકો માટે પણ આ નિયમ નકકી કરી દીધો કે જો તેઓ આ સેવાનું કામ વેતન લીધા વિના કરે તો કાયદેસર છે, પરંતુ વેતન લઈને આ વિભાગની કોઈ સેવા કરવી તેમના માટે કાયદેસર નથી. નબી સ.અ.વ.ના કુટુંબના લોકો જો સાહિબેનિસાબ (ઝકાત આપવાને પાત્ર) હોય તો ઝકાત આપવી તેમની ઉપર ફરજિયાત છે, પરંતુ જો તેઓ ગરીબ અને મોહતાજ અથવા દેવાદાર અને મુસાફર હોય તો ઝકાત લેવી તેમના માટે હરામ છે. અલબત્ત, આ બાબતમાં મતભેદ છે કે બનીહાશિમની પોતાની ઝકાત પણ બનીહાશિમના લોકો લઈ શકે કે કેમ ? ઈમામ અબૂ યૂસુફના મત પ્રમાણે લઈ શકે છે પરંતુ મોટાભાગના શરીઅતના વિદ્વાનો આને પણ કાયદેસર ગણતાં નથી.

(૬૪) તાલીફેકલ્બનો અર્થ મન મોહી લેવો છે. આ હુકમ પાછળનો આશય આ છે કે જે લોકો ઈસ્લામના વિરોધમાં સક્રિય હોય અને માલ આપીને તેમની દુશ્મનાવટના જુસ્સાને ઠંડો પાડી શકાતો હોય, અથવા જે લોકો કાફિરોના કેમ્પમાં એવાં હોય કે જો પૈસો આપીને તેમને તોડી શકાતાં હોય અને તેઓ તૂટીને મુસલમાનોના મદદગાર બની શકતાં હોય, અથવા જે લોકો નવા નવા ઈસ્લામમાં દાખલ થયાં હોય અને તેમની અગાઉની દુશ્મનાવટ અથવા તેમની નબળાઈઓને જોતાં આ આશંકા હોય કે જો પૈસા વડે તેમને પોતાના તરફ વાળી લેવામાં ન આવે તો ફરીથી કુફ્રની તરફ પાછા વળી જશે ત્યારે આવા લોકોને કાયમી ભથ્થાં અથવા હંગામી ચુકવણાં કરીને ઈસ્લામના ટેકેદાર અને મદદગાર, અથવા આજ્ઞાંકિત, અથવા ઓછામાં ઓછા બિનહાનિકારક દુશ્મન બનાવી લેવામાં આવે. આ સદર હેઠળ ગનીમતના માલ અને બીજા આવકના સાધનોમાંથી પણ ખર્ચ કરી શકાય અને જો જરૂર પડે તો ઝકાતના સદરમાંથી પણ ખર્ચ કરી શકાય અને આવા લોકો માટે એવી કોઈ શરત નથી કે તેઓ ફકીર અને મિસ્કીન અથવા મુસાફર હોય ત્યારે જ તેમની સહાય ઝકાતમાંથી કરી શકાય બલકે તેઓ પૈસાદાર અને અમીર હોય તો પણ ઝકાત મેળવવાને પાત્ર છે.

આ બાબત તો સર્વસંમત છે કે નબી સ.અ.વ.ના જમાનામાં ઘણાં લોકોને મન મોહી લેવા માટે ભથ્થાં અને ચુકવણાં કરવામાં આવતા હતાં પરંતુ આ બાબતમાં મતભેદ થઈ ગયો છે કે શું નબી સ.અ.વ. પછી પણ આ સદર બાકી રહ્યું છે ? ઈમામ અબૂહનીફા અને તેમના સાથીઓનો મત આ છે કે હઝરત અબૂબક્ર રદિ. અને હઝરત ઉમર રદિ.ના જમાનાથી આ સદર રદ થઈ ગયું છે અને હવે મન મોહી લેવા માટે કંઈ પણ આપવું ગેરકાયદેસર છે. ઈમામ શાફઈનો અભિપ્રાય આ છે કે ગુનાખોર મુસલમાનોને મન મોહી લેવા માટે ઝકાતના સદરમાંથી પૈસા આપી શકાય પરંતુ કાફિરોને નહીં. અને શરીઅતના બીજા કેટલાક વિદ્વાનોના મતે આ સદરનો હિસ્સો હજુ પણ ચાલુ છે જો તેની જરૂર હોય.

હનફી મસ્લકની દલીલ આ ઘટનામાંથી આવે છે કે નબી સ.અ.વ.ના અવસાન પછી ઉયૈના બિન હિસ્ન અને અક્રા બિન હાબિસ હઝરત અબૂબક્ર રદિ.ની પાસે આવ્યાં અને તેમણે એક જમીનની આપની પાસે

માગણી કરી. તેમણે તેમને જમીન આપવાનો ફરમાન જારી કરી દીધો. તેમણે ઇચ્છા દર્શાવી કે આને વધુ સમર્થન આપવા માટે બીજા આગેવાન સહાબીઓ પણ આ ફરમાન ઉપર સાક્ષી તરીકે સહી કરે. આમ, સાક્ષીઓ પણ લેવાઈ ગયાં પરંતુ જયારે આ લોકો હઝરત ઉમર રદિ.ની પાસે સાક્ષી તરીકે સહી મેળવવા માટે ગયાં ત્યારે તેમણે ફરમાન વાંચીને તેને તેમની નજરની સામે જ ફાડી નાખ્યો અને તેમને કહ્યું કે બેશક નબી સ.અ.વ. તમારા મન મોહી લેવા માટે તમને આપ્યા કરતા હતાં પરંતુ તે ઇસ્લામની કમજોરીનો જમાનો હતો, હવે અલ્લાહે ઇસ્લામને તમારા જેવા લોકોથી મુકત બનાવી દીધો છે. આ સાંભળીને તેઓ હઝરત અબૂબક્ર રદિ.ની પાસે ફરિયાદ લઈને આવ્યાં અને આપને મ્હેણું પણ માર્યું કે ખલીફા આપ છો કે ઉમર ? પરંતુ ન તો અબૂબક્ર રદિ. એ જ આની કોઈ નોંધ લીધી ન તો બીજા સહાબીઓમાંથી જ કોઈએ હઝરત ઉમર રદિ.ના આ અભિપ્રાય સામે મતભેદ વ્યકત કર્યો. આના ઉપરથી હનફી મસ્લકના લોકો આ દલીલ રજૂ કરે છે કે જયારે મુસલમાનોની સંખ્યા ખૂબ મોટી થઈ ગઈ અને તેમને એવી શક્તિ મળી ગઈ કે તેઓ પોતાના પગ ઉપર ઊભા રહી શકે ત્યારે એ કારણ બાકી રહ્યું નહીં જેના લીધે શરૂઆતમાં મન મોહી લેવા માટે હિસ્સો રાખવામાં આવ્યો હતો. આમ, સહાબીઓની સર્વસંમતિ સાથે આ હિસ્સો હંમેશ માટે રદ થઈ ગયો.

ઈમામ શાફઈની દલીલ આ છે કે મન મોહી લેવા માટે કાફિરોને ઝકાતના પૈસા આપવા નબી સ.અ.વ.ના કૃત્યથી સાબિત થયેલું નથી. હદીસમાં જેટલા પણ કિસ્સા આપણને જોવા મળે છે એ બધાં ઉપરથી આટલું જ જણાય છે કે નબી સ.અ.વ.એ કાફિરોને જે કંઈ આપ્યું તે ગનીમતના માલમાંથી આપ્યું, નહીં કે ઝકાતના માલમાંથી.

અમારા મતે સાચું આ છે કે મન મોહી લેવાનો હિસ્સો કયામત સુધી રદ થઈ જવા માટે કોઈ દલીલ છે નહીં. બેશક, હઝરત ઉમર રદિ.એ જે કંઈ કહ્યું તે તદ્દન સાચું હતું. જો ઇસ્લામી રાજયને મન મોહી લેવા માટે નાણાં ખર્ચવાની જરૂર ન લાગતી હોય તો કોઈએ તેમની ઉપર એ ફરજિયાત બનાવ્યું નથી કે તે આ સદર હેઠળ કંઈને કંઈ ખર્ચ તો કરે જ. પરંતુ જો કોઈ વખતે જરૂર પડે ત્યારે અલ્લાહે તેમના માટે જે ગુંજાશ રાખી છે તે ચાલુ રહેવી જોઈએ. હઝરત ઉમર રદિ. અને સહાબીઓ જે વાતે સર્વસંમત થયા હતાં તે ફકત એટલી હતી કે એ જમાનામાં જે પરિસ્થિતિ હતી તેમાં મન મોહી લેવા માટે કોઈને કંઈ આપવાની જરૂરિયાત એ લોકોને લાગતી ન હતી. આના ઉપરથી આ તારણ કાઢવા માટે કોઈ વ્યાજબી કારણ નથી કે સહાબીઓની સહમતિએ એ સદરને કયામત સુધીના સમય માટે રદ કરી દીધો જે કુર્આનમાં કેટલાક મહત્ત્વના દીની લાભ માટે રાખવામાં આવ્યો હતો.

હવે જો ઈમામ શાફઈના મત અંગે વિચારીએ તો તે એટલી હદે સાચો જણાય છે કે જયારે રાજય પાસે આવકના બીજા સદરોમાં પૂરતો પૈસો હોય તો તેને મન મોહી લેવાના સદર માટે ઝકાતના માલમાંથી વાપરવો ન જોઈએ. પરંતુ જયારે ઝકાતના માલમાંથી આ કામમાં મદદ લેવાની જરૂર ઊભી થઈ જાય ત્યારે આવો ભેદ કરવા માટે કોઈ કારણ નથી કે ગુનાખોરો માટે તેને ખર્ચ કરવામાં આવે અને કાફિરો માટે ખર્ચવામાં ન આવે કારણ કે કુર્આનમાં મન મોહી લેવા માટે જે હિસ્સો રાખવામાં આવ્યો છે તે તેમના ઈમાનના દાવાના કારણે નથી બલકે એ કારણે છે કે ઇસ્લામને તેના હિત માટે તેમનું મન મોહવાની જરૂર છે અને તેઓ એવા લોકો છે કે તેમનું મન ફકત નાણાં આપીને જ મોહી શકાય તેમ છે. આ જરૂરિયાત અને આ ગુણ જયાં પણ પુરવાર થતાં હોય ત્યાં મુસલમાનોનો અમીર જરૂરિયાતને આધીન રહીને ઝકાતનો માલ ખર્ચવાનો કુર્આનની રૂએ અધિકાર ધરાવે છે. નબી સ.અ.વ.એ જો આ સદરમાંથી કાફિરોને કંઈ આપ્યું નથી તો તેનું કારણ આ હતું કે આપની પાસે બીજા સદરોનો માલ મોજૂદ ન હતો, તેથી જો આપની નજીક કાફિરો ઉપર આ સદરમાંથી માલનો ખર્ચ કરવાનું કાયદેસર ન હોત તો આપે તેની સ્પષ્ટતા કરી દીધી હોત.

سَبِيْلِ اللّٰهِ وَ ابْنِ السَّبِيْلِ ؕ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ؕ وَ اللّٰهُ عَلِيْمٌ
حَكِيْمٌ ﴿۶۰﴾ وَ مِنْهُمُ الَّذِيْنَ يُؤْذُوْنَ النَّبِيَّ وَ يَقُوْلُوْنَ هُوَ

**અલ્લાહના માર્ગમાં[૬૭] અને મુસાફરની મહેમાનગતિમાં[૬૮] ઉપયોગ કરવા માટે છે. એક ફરજ છે અલ્લાહ તરફથી અને અલ્લાહ બધું જ જાણનાર અને ડહાપણવાળો છે.**

**એમાંથી કેટલાક લોકો એવાં છે જે તેમની વાતો દ્વારા નબીને પીડા આપે છે અને કહે છે કે આ માણસ**

(૬૫) ગરદનો છોડાવવાનો અર્થ આ છે કે ગુલામોને મુકત કરવા માટે ઝકાતનો માલ વાપરવો. આના બે સ્વરૂપ છે. એક તો આ કે જે ગુલામે તેના માલિક સાથે આ કરાર કર્યો હોય કે જો હું અમુક રકમ તમને ચૂકવી દઉં તો તમે મને મુકત કરી દેશો, ત્યારે તેને મુક્તિની રકમ ચૂકવવા માટે મદદ કરવામાં આવે. બીજું સ્વરૂપ આ છે કે ઝકાતના સદરમાંથી જ ગુલામ ખરીદીને મુકત કરી દેવામાં આવે. આમાંથી પહેલા સ્વરૂપ માટે તો તમામ શરીઅતના વિદ્વાનો સહમત છે પરંતુ બીજા સ્વરૂપને હઝરત અલી રદિ., સઈદ બિન જુબૈર, લૈસ, શૌરી, ઈબ્રાહીમ નખઈ, શઅબી, મુહમ્મદ બિન સીરીન, હનફી અને શાફઈ ગેરકાયદેસર માને છે તથા ઈબ્નેઅબ્બાસ, હસન બસરી, માલિક, અહમદ, અબૂ સૌર આને કાયદેસર ગણે છે.

(૬૬) એટલે કે એવા દેવાદારો કે જે તેમના માલમાંથી તેમનું પૂરે-પૂરૂં દેવું ચૂકવી આપે તો તેમની પાસે નિસાબના પ્રમાણથી ઓછો માલ બાકી રહેતો હોય. તેઓ ભલે કમાતાં હોય કે બેરોજગાર, અને ભલે પ્રચલિત ભાષામાં ફકીર ગણાતાં હોય કે ગની (સંપન્ન), બન્ને સંજોગોમાં તેમની મદદ ઝકાતના સદરમાંથી કરી શકાય છે. પરંતુ શરીઅતના અનેક વિદ્વાનોએ આ મત દર્શાવ્યો છે કે જે માણસે બૂરાં કામો અને ઉડાઊ ખર્ચામાં પોતાનો માલ ખર્ચીને પોતાને દેવાદાર બનાવી દીધો હોય તેની મદદ કરવામાં ન આવે જયાં સુધી તે તોબા ન કરી લે.

(૬૭) 'રાહેખુદા' શબ્દ સામાન્ય રીતે વાપરવામાં આવે છે. નેકીના એ તમામ કામો કે જેમાં અલ્લાહની પ્રસન્નતા હોય તે આ શબ્દના અર્થમાં સામેલ છે. એટલા જ માટે કેટલાક લોકોએ આ અભિપ્રાય દર્શાવ્યો છે કે આ હુકમની રૂએ ઝકાતનો માલ દરેક પ્રકારના સદ્કાર્યોમાં વાપરી શકાય છે. પરંતુ સાચું આ છે, અને પુરોગામી ઈમામોની મોટી બહુમતી આ જ માને છે કે અહીં અલ્લાહના માર્ગનો અર્થ અલ્લાહના માર્ગમાં જિહાદ છે. એટલે કે એ સંઘર્ષ કે જેનો આશય કુફ્રની વ્યવસ્થાને ખતમ કરવાનો તથા તેની જગ્યાએ ઈસ્લામી વ્યવસ્થાને કાયમ કરવાનો હોય. આ સંઘર્ષમાં જે લોકો જોડાયાં હોય તેમના મુસાફરીના ખર્ચ માટે, સવારીઓ માટે, શસ્ત્રસરંજામ અને માલ-સામાન પહોંચાડવા માટે ઝકાતના સદરમાંથી સહાય આપી શકાય છે, ભલે પછી તેઓ પોતે સુખી લોકો હોય અને તેમની અંગત જરૂરિયાતો માટે તેમને મદદની જરૂરિયાત ન હોય. આવી જ રીતે જે લોકો સ્વેચ્છાએ તેમની બધી સેવાઓ તથા તેમનો તમામ સમય ટૂંકાગાળા માટે અથવા કાયમી રીતે આ કામ માટે આપી દે તો તેમની જરૂરિયાતો પૂરી કરવા માટે પણ ઝકાતમાંથી હંગામી અથવા કાયમી ધોરણે સહાયની રકમો આપી શકાય છે.

અહીં એક વાત બીજી પણ સમજી લેવી જોઈએ કે પુરોગામી ઈમામોના કથનમાં સામાન્ય રીતે આ પ્રસંગે غَزْو ગઝ્‌વ શબ્દનો ઉપયોગ થયો છે જે યુદ્ધનો સમાનાર્થી છે. એટલા માટે લોકો આ ધારી લે છે કે ઝકાતના સદરોમાંથી અલ્લાહના માર્ગમાં ખર્ચનું જે સદર રાખવામાં આવ્યું છે તે ફકત યુદ્ધ માટે ખાસ છે. પરંતુ હકીકતમાં

أُذُنٌ ۭ قُلْ اُذُنُ خَيْرٍ لَّكُمْ يُؤْمِنُ بِاللّٰهِ وَ يُؤْمِنُ لِلْمُؤْمِنِيْنَ
وَ رَحْمَةٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ۭ وَ الَّذِيْنَ يُؤْذُوْنَ رَسُوْلَ
اللّٰهِ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٦١﴾ يَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ لِيُرْضُوْكُمْ ۚ
وَ اللّٰهُ وَ رَسُوْلُهٗۤ اَحَقُّ اَنْ يُّرْضُوْهُ اِنْ كَانُوْا مُؤْمِنِيْنَ ﴿٦٢﴾ الثلثة
اَلَمْ يَعْلَمُوْۤا اَنَّهٗ مَنْ يُّحَادِدِ اللّٰهَ وَ رَسُوْلَهٗ فَاَنَّ لَهٗ نَارَ جَهَنَّمَ

**કાચા કાનનો છે.[૬૯] કહો, ''તે તમારા ભલા માટે આવો છે,[૭૦] અલ્લાહ ઉપર ઈમાન ધરાવે છે અને ઈમાનવાળાઓ ઉપર વિશ્વાસ કરે છે[૭૧] અને તદ્દન કૃપા છે એ લોકો માટે જે તમારામાંથી ઈમાનવાળાં છે. અને જે લોકો અલ્લાહના પયગમ્બરને દુઃખ આપે છે તેમના માટે પીડાકારી સજા છે.''**

**આ લોકો તમારી સામે સોગંદો ખાય છે કે જેથી તમને ખુશ કરે, જો કે આ મોમિનો હોય તો અલ્લાહ અને પયગમ્બર આના વધારે હક્કદાર છે કે તે તેમને ખુશ કરવાની ચિંતા કરે. શું તેમને ખબર નથી કે જે અલ્લાહ અને તેના પયગમ્બરનો સામનો કરે છે તેના માટે દોજખની આગ છે**

અલ્લાહના માર્ગમાં જિહાદ તે યુદ્ધ કરતાં વધુ વિસ્તૃત વસ્તુનું નામ છે અને તે એ તમામ પ્રયત્નો ઉપર લાગુ પડે છે જે કુફ્રના બોલને નીચો પાડવા માટે અને ખુદાના બોલને બુલંદ કરવા માટે તેમજ અલ્લાહના દીનને એક જીવનવ્યવસ્થાની હેસિયતથી કાયમ માટે કરવામાં આવે, ભલે પછી તે દીનના પ્રસાર અને પ્રચારના આરંભિક તબકકામાં હોય અથવા યુદ્ધના અંતિમ તબકકામાં.

(૬૮) મુસાફર ભલે તેના ઘરે સંપન્ન હોય પરંતુ મુસાફરીની હાલતમાં જો તે મદદનો મોહતાજ બની જાય તો તેની મદદ ઝકાતના સદરમાંથી કરવામાં આવશે.

અહીં કેટલાક શરીઅતના વિદ્વાનોએ આ શરત મૂકી છે કે જે માણસની મુસાફરી બૂરા કામ માટે ન હોય ફકત તે જ આ આયતની રૂએ મદદને પાત્ર છે પરંતુ કુર્આન અને હદીસમાં આવી કોઈ શરત રાખવામાં આવી નથી અને દીનના મૂળભૂત શિક્ષણ ઉપરથી આપણને જણાય છે કે જે માણસ મદદનો મોહતાજ હોય તેની મદદ કરવામાં તેનું ગુનેગાર હોવું વચ્ચે આવવું જોઈએ નહીં, બલકે હકીકતમાં ગુનેગારો અને નૈતિક પતનમાં સપડાયેલાં લોકોની સુધારણાનું ઘણું મોટું સાધન આ છે કે મુસીબતના સમયે તેમને સહારો આપવામાં આવે અને સદ્‌વ્યવહાર વડે તેમના મનને શુદ્ધ કરવાનો પ્રયાસ કરવામાં આવે.

(૬૯) દંભીઓ નબી સ.અ.વ. ઉપર જે ખામીઓની તહોમત મૂકતા હતાં તેમાંથી એક વાત આ પણ હતી કે નબી સ.અ.વ. દરેક માણસનું સાંભળી લેતા હતાં અને દરેકને તેની વાત કહેવાની તક આપતા હતાં. આ ખૂબી તેમની નજરમાં એક ખામી હતી. તેઓ કહેતા હતાં કે નબી સ.અ.વ. કાચા કાનના છે, જેનું મન કરે

خَالِدًا فِيهَا ۚ ذٰلِكَ الْخِزْيُ الْعَظِيمُ ﴿٦٣﴾ يَحْذَرُ الْمُنٰفِقُوْنَ اَنْ
تُنَزَّلَ عَلَيْهِمْ سُوْرَةٌ تُنَبِّئُهُمْ بِمَا فِيْ قُلُوْبِهِمْ ۚ قُلِ اسْتَهْزِءُوْا ۚ
اِنَّ اللّٰهَ مُخْرِجٌ مَّا تَحْذَرُوْنَ ﴿٦٤﴾ وَلَئِنْ سَاَلْتَهُمْ لَيَقُوْلُنَّ
اِنَّمَا كُنَّا نَخُوْضُ وَنَلْعَبُ ۚ قُلْ اَبِاللّٰهِ وَاٰيٰتِهٖ وَرَسُوْلِهٖ

**જેમાં તે હંમેશાં રહેશે. આ ભારે ફજેતી છે.**

**આ દંભીઓ ડરી રહ્યાં છે કે ક્યાંક મુસલમાનો ઉપર એવી સૂરઃ ઊતરી ન જાય જે તેમનાં દિલોના રહસ્યો ખુલ્લા પાડી દે.[૭૨] હે નબી, આમને કહો, ''હજી મજાક ઊડાઓ, અલ્લાહ એ વસ્તુને ખોલી નાખવાનો છે જેના ખુલી જવાથી તમે ડરો છો.'' જો એમને પૂછો કે તમે શું વાતો કરી રહ્યા હતાં, તો તરત જ કહી દેશે કે અમે તો મજાક-મશ્કરી અને દિલ્લગી કરી રહ્યા હતાં.[૭૩] આમને કહો, ''શું તમારી મજાક-મશ્કરી અને દિલ્લગી અલ્લાહ અને તેની આયતો અને**

તે આપની પાસે પહોંચી જાય છે, જેવી રીતે ઇચ્છે આપના કાન ભરે છે અને આપ તેની વાત માની લે છે. આ આક્ષેપની ચર્ચા મોટાભાગે આ કારણસર કરવામાં આવતી હતી કે સાચા ઈમાનવાળા લોકો આ દંભીઓના ષડ્યંત્રો અને તેમની શરારતો તથા તેમની વિરોધી વાતોનો અહેવાલ નબી સ.અ.વ. સુધી પહોંચાડી દેતા હતાં અને પછી આ લોકો નારાજ થઈને કહેતા હતાં કે આપ અમારા જેવા ખાનદાની અને આબરૂદાર લોકોની વિરૂદ્ધ ગરીબ અને કોઈ પણ કંગાળ માણસે આપેલી ખબરો ઉપર વિશ્વાસ કરી લે છે.

(૭૦) જવાબમાં એક અર્થસભર વાત કહેવામાં આવી છે જે પોતાની અંદર બે પાસાં ધરાવે છે. એક આ કે તે ઝઘડાં અને બૂરાઈની વાતો સાંભળનાર માણસ નથી બલકે માત્ર એ જ વાતો ઉપર ધ્યાન આપે છે જેમાં ભલાઈ છે, અને જેની તરફ ધ્યાન આપવું સમાજના કલ્યાણ તથા દીનના હિત માટે લાભદાયી હોય છે. જો તે દરેક માણસની વાત સાંભળી લેનાર અને સહનશીલ ન હોત તો ઈમાનના એ જૂઠ્ઠાં દાવા તથા શુભેચ્છા દર્શાવવાની દેખાડાની વાતો તથા અલ્લાહના માર્ગથી પલાયન કરવાના એ લૂલા બહાનાં કે જે તમે કરો છો તેમને ધીરજપૂર્વક સાંભળવાને બદલે તમને ઠપકો આપત અને તમારા માટે મદીનામાં જીવવાનું મુશ્કેલ બની જાત તેથી તેનો આ ગુણ તો તમારા માટે સારો છે નહીં કે ખરાબ.

(૭૧) એટલે કે તમારો આ ખ્યાલ ખોટો છે કે તે દરેકની વાત પર વિશ્વાસ કરી લે છે. તે ભલે બધાંની સાંભળતો હોય પરંતુ ભરોસો માત્ર એ જ લોકો ઉપર કરે છે જે સાચા મોમિનો છે. તમારી જે શરારતોના સમાચાર તેના સુધી પહોંચ્યાં અને તેણે તેમની ઉપર વિશ્વાસ કર્યો તે બદમાશ ચાડીખોરોના પહોંચાડેલા ન હતાં પરંતુ નેક ઈમાનવાળા લોકો દ્વારા પહોંચાડેલા હતાં અને તેમની ઉપર ભરોસો કરવામાં આવે તેને લાયક હતાં.

(૭૨) આ લોકો નબી સ.અ.વ. ની પયગમ્બરી ઉપર સાચો ઈમાન તો ધરાવતા ન હતાં પરંતુ જે અનુભવો તેમને ગત આઠ-નવ વર્ષના ગાળામાં થયા હતાં તેના આધારે તેમને આ વિશ્વાસ થઈ ગયો હતો કે

كُنْتُمْ تَسْتَهْزِءُوْنَ ﴿٦٥﴾ لَا تَعْتَذِرُوْا قَدْ كَفَرْتُمْ بَعْدَ
اِيْمَانِكُمْ ؕ اِنْ نَّعْفُ عَنْ طَآئِفَةٍ مِّنْكُمْ نُعَذِّبْ
طَآئِفَةًۢ بِاَنَّهُمْ كَانُوْا مُجْرِمِيْنَ ﴿٦٦﴾ ع اَلْمُنٰفِقُوْنَ
وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْۢ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمُنْكَرِ
وَيَنْهَوْنَ عَنِ الْمَعْرُوْفِ وَيَقْبِضُوْنَ اَيْدِيَهُمْ ؕ نَسُوا اللّٰهَ




**અને તેના પયગમ્બરની જ સાથે હતી ? હવે બહાના ન બનાવો, તમે ઈમાન લાવ્યા પછી કુફ્ર કર્યું છે, જો અમે તમારામાંથી એક જૂથને માફ કરી પણ દીધું તો બીજા જૂથને તો અમે ચોક્કસ સજા આપીશું કારણ કે તે ગુનેગાર છે.[૭૪] (રુકૂઅ ૮)**

**દંભી પુરુષો અને દંભી સ્ત્રીઓ સૌ એક સમાન છે. બુરાઈની આજ્ઞા આપે છે અને ભલાઈથી રોકે છે અને પોતાના હાથ ભલાઈથી રોકી રાખે છે.[૭૫] આ લોકો અલ્લાહને ભૂલી ગયાં**

આપની પાસે કોઈને કોઈ આ દુનિયાથી પર એવું જાણકારીનું સાધન જરૂર છે જેના વડે આપને તેમનાં છૂપાં રહસ્યો સુદ્ધાંના સમાચાર પણ પહોંચી જાય છે અને ઘણી વખત કુર્આનમાં (જેને તેઓ નબી સ.અ.વ.નું પોતાનું લખાણ માનતા હતાં) નબી સ.અ.વ. તેમના દંભ અને તેમના ષડ્યંત્રોને ઉઘાડાં પાડી દે છે.

(૭૩) તબૂકની લડાઈના જમાનામાં દંભીઓ તેમની બેઠકોમાં નબી સ.અ.વ. અને મુસલમાનોની ઠેકડી ઉડાવતા હતાં અને તેમની મજાકો વડે એ લોકોની હિંમતો તોડી પાડવાનો પ્રયાસ કરતા હતાં જેમને તેઓ નિખાલસતાપૂર્વક જિહાદ માટે તૈયાર જોતા હતાં. આ અંગે રિવાયતોમાં આ લોકોના ઘણાં કથનો નોંધાયેલાં છે. દા.ત. એક બેઠકમાં કેટલાક દંભીઓ બેઠા બેઠા ગપ્પા મારી રહ્યા હતાં. એકે કહ્યું કે "શું તમે રોમનોને પણ આરબો જેવાં માની લીધાં છે ? કાલે જોઈ લેજો કે આ બધા બહાદુરો કે જે લડવા માટે પધાર્યાં છે દોરડામાં બાંધેલાં હશે." બીજો બોલ્યો કે "મજા તો ત્યારે આવે જો ઉપરથી સો-સો કોરડાં પણ મારવાનો હુકમ થઈ જાય." બીજા એક દંભીએ નબી સ.અ.વ.ને યુદ્ધની તડામાર તૈયારીઓ કરતાં જોઈને તેના સાથી મિત્રોને કહ્યું "જરા આમને તો જુઓ, આ રોમ અને સીરિયાના કિલ્લા જીતવા નીકળ્યાં છે !"

(૭૪) એટલે કે એ કમઅક્કલ મજાકિયા લોકોને તો માફ કરી શકાય કે જે માત્ર એટલા માટે આવી વાતો કરતા અને તેમાં રસ લેતા હતાં કે તેમની નજીક દુનિયામાં કોઈ વસ્તુ ગંભીર છે જ નહીં પરંતુ જે લોકોએ જાણી જોઈને આ વાતો એટલા માટે કરી છે કે તેઓ પયગમ્બર અને તેના લાવેલા દીનને તેમના ઈમાનના દાવા છતાં એક મજાક માને છે અને જેમના આ મજાકનો મૂળ આશય આ છે કે ઈમાનવાળાઓની હિંમતો ભાંગી પડે અને તેઓ પૂરેપૂરી તાકાત સાથે જિહાદ માટે તૈયારી ન કરી શકે, તેમને તો કદાપિ માફ ન કરી શકાય કેમ કે તેઓ

فَنَسِيَهُمْ ۗ اِنَّ الْمُنٰفِقِيْنَ هُمُ الْفٰسِقُوْنَ ﴿٦٧﴾ وَعَدَ اللّٰهُ
الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْكُفَّارَ نَارَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۗ
هِيَ حَسْبُهُمْ ۚ وَلَعَنَهُمُ اللّٰهُ ۚ وَلَهُمْ عَذَابٌ مُّقِيْمٌ ﴿٦٨﴾ كَالَّذِيْنَ
مِنْ قَبْلِكُمْ كَانُوْٓا اَشَدَّ مِنْكُمْ قُوَّةً وَّاَكْثَرَ اَمْوَالًا وَّاَوْلَادًا ۗ
فَاسْتَمْتَعُوْا بِخَلَاقِهِمْ فَاسْتَمْتَعْتُمْ بِخَلَاقِكُمْ كَمَا اسْتَمْتَعَ
الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ بِخَلَاقِهِمْ وَخُضْتُمْ كَالَّذِيْ خَاضُوْا ۗ
اُولٰٓئِكَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَاُولٰٓئِكَ هُمُ

---

**તો અલ્લાહે પણ તેમને ભુલાવી દીધાં. નિઃશંક આ દંભીઓ જ દુરાચારી છે. આ દંભી પુરુષો અને સ્ત્રીઓ તથા કાફિરો માટે અલ્લાહે દોજખની આગનો વાયદો કર્યો છે જેમાં તેઓ હંમેશાં રહેશે, એ જ તેમના માટે યોગ્ય છે. તેમની ઉપર અલ્લાહની ફિટકાર છે અને તેમના માટે કાયમી યાતના છે.[૭૬] — તમારા રંગઢંગ એવાં જ છે જેવાં તમારા પુરોગામીઓના હતાં. તેઓ તમારા કરતાં વધારે જોરાવર અને તમારા કરતાં વધારે માલ અને સંતાન ધરાવનારા હતાં. પછી તેમણે દુનિયામાં તેમના ભાગની મજા માણી લીધી અને તમે પણ તમારા હિસ્સાની મજા એવી જ રીતે માણી લીધી જેવી રીતે તેમણે માણી હતી, અને એવી જ ચર્ચાઓમાં તમે પણ પડ્યાં જેવી ચર્ચાઓમાં તે પડ્યા હતાં, તેથી તેમનો અંજામ આ આવ્યો કે દુનિયા અને આખિરતમાં તેમનું તમામ કર્યું-કરાવ્યું વ્યર્થ થઈ ગયું અને તેઓ જ**

---

મજાકિયા નહીં પરંતુ અપરાધી છે.

(૭૫) આ તમામ દંભીઓનો આ સમાન ગુણ છે, આ તમામને બૂરાઈમાં રસ અને ભલાઈ સામે અદાવત હોય છે. કોઈ માણસ બૂરૂં કરવા માગે તો તેમની હમદર્દીઓ, તેમની સલાહો, તેમના પ્રોત્સાહનો, તેમની મદદો, તેમની ભલામણો, તેમનાં વખાણ અને વાહવાહ, બધાં જ તેના માટે વાપરવામાં આવશે. જાતે પણ મન દઈને એ બૂરા કામમાં સામેલ થશે, બીજાંને તેમાં ભાગ લેવા માટે પ્રોત્સાહન આપશે, બૂરાઈ કરનારમાં જુસ્સો પેદા કરશે, અને તેમના દરેક કૃત્ય ઉપરથી આ જાહેર થશે કે આ બૂરાઈને વિકસાવવાથી જ તેમના મનને શાંતિ અને આંખોને ઠંડક મળે છે. આનાથી વિરૂદ્ધ જો કોઈ સારૂં કામ થઈ રહ્યું હોય ત્યારે તેની ખબર સાંભળીને તેમને દુઃખ થાય છે. તેના વિચારથી તેમનું મન દુઃખી થાય છે, તેનો પ્રસ્તાવ સુદ્ધાં તેમનાથી સહન થઈ શકતો નથી. તેની તરફ જો કોઈને

الْخٰسِرُوْنَ ﴿٦٩﴾ اَلَمْ يَاْتِهِمْ نَبَاُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ قَوْمِ نُوْحٍ وَّ
عَادٍ وَّ ثَمُوْدَ ۙ وَ قَوْمِ اِبْرٰهِيْمَ وَ اَصْحٰبِ مَدْيَنَ وَ الْمُؤْتَفِكٰتِ ؕ
اَتَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ ۚ فَمَا كَانَ اللّٰهُ لِيَظْلِمَهُمْ وَ لٰكِنْ
كَانُوْۤا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٧٠﴾ وَ الْمُؤْمِنُوْنَ وَ الْمُؤْمِنٰتُ بَعْضُهُمْ
اَوْلِيَآءُ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَ يَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَ
يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَ يُؤْتُوْنَ الزَّكٰوةَ وَ يُطِيْعُوْنَ اللّٰهَ وَ رَسُوْلَهٗ ؕ

---

**નુકસાનમાં છે —— શું[૭૭] આ લોકોને તેમના પુરોગામીઓનો ઇતિહાસ નથી પહોંચ્યો ? નૂહની કોમ, આદ, સમૂદ, ઇબ્રાહીમની કોમ, મદ્દયનના લોકો અને એ વસ્તીઓ જે ઊંધી પાડી દેવામાં આવી.[૭૮] તેમના પયગમ્બરો તેમની પાસે ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યાં, પછી આ અલ્લાહનું કામ ન હતું કે તેમની ઉપર જુલમ કરત પરંતુ તેઓ પોતે જ પોતાની ઉપર જુલમ કરનારા હતાં.[૭૯]**

**મોમિન પુરુષો અને મોમિન સ્ત્રીઓ, આ સૌ એકબીજાના મિત્રો છે. ભલાઈની આજ્ઞા આપે છે અને બુરાઈથી રોકે છે, નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને અલ્લાહ અને તેના પયગમ્બરનું આજ્ઞાપાલન કરે છે.[૮૦]**

---

આગળ વધતો જુએ છે ત્યારે તેમનો આત્મા બેચેન થવા માંડે છે. શકય એ દરેક રીતે તેના માર્ગમાં અડચણો ઊભી કરે છે અને દરેક યુક્તિ વડે એવો પ્રયત્ન કરે છે કે કોઈ રીતે પણ તે સારા કામથી દૂર રહે, અને જો દૂર ન રહે તો પણ તે એ કામમાં સફળ ન થઈ શકે. આ ઉપરાંત આ પણ તેમનો સમાન ગુણ છે કે સારા કામમાં ખર્ચ કરવા માટે તેમની મુઠ્ઠી કયારેય ખુલતી નથી ભલે પછી તેઓ કંજૂસ હોય કે ખૂબ છૂટા હાથે ખર્ચ કરનારાં, દરેક સ્થિતિમાં તેમનો પૈસો કાં તો તિજોરીઓ માટે હોય છે અથવા પછી હરામ રસ્તેથી આવે છે અને હરામ રસ્તે વહી જાય છે. બૂરાઈ માટે ભલે તેઓ તેમના જમાનાના કુબેર ગણાતાં હોય પરંતુ નેકી માટે તેમના કરતાં વધારે ગરીબ કોઈ નથી હોતું.

(૭૬) દંભીઓની ગેરહાજરીમાં તેમનો ઉલ્લેખ કરતાં કરતાં અચાનક તેમની સાથે સીધું સંબોધન શરૂ થઈ ગયું છે.

(૭૭) અહીં ફરીથી તેમની ગેરહાજરીમાં તેમનો ઉલ્લેખ શરૂ થઈ ગયો છે.

(૭૮) અહીં ઇશારો લૂતની કોમના નગરો તરફ છે.

(૭૯) એટલે કે તેમનો વિનાશ આ કારણે નથી થયો કે અલ્લાહને તેમની સાથે કોઈ દુશ્મનાવટ હતી અને તે આ ઇચ્છતો હતો કે તેમનો નાશ કરી દે પરંતુ હકીકતમાં તેમણે પોતે જ તેમના માટે એ જીવનપદ્ધતિ પસંદ

أُولَٰٓئِكَ سَيَرْحَمُهُمُ ٱللَّهُ ۗ إِنَّ ٱللَّهَ عَزِيزٌ حَكِيمٌ ﴿٧١﴾ وَعَدَ
ٱللَّهُ ٱلْمُؤْمِنِينَ وَٱلْمُؤْمِنَٰتِ جَنَّٰتٍ تَجْرِى مِن تَحْتِهَا
ٱلْأَنْهَٰرُ خَٰلِدِينَ فِيهَا وَمَسَٰكِنَ طَيِّبَةً فِى جَنَّٰتِ عَدْنٍ ۚ
وَرِضْوَٰنٌ مِّنَ ٱللَّهِ أَكْبَرُ ۚ ذَٰلِكَ هُوَ ٱلْفَوْزُ ٱلْعَظِيمُ ﴿٧٢﴾




**આ એ લોકો છે જેમની ઉપર અલ્લાહની કૃપા જરૂરથી ઊતરશે. નિઃશંક અલ્લાહ સૌની ઉપર વર્ચસ્વ ધરાવનાર અને ડહાપણવાળો છે. આ મોમિન પુરુષો અને સ્ત્રીઓ સાથે અલ્લાહનો વાયદો છે કે તેમને એવાં બાગો આપશે જેમની નીચે નદીઓ વહેતી હશે અને તેઓ તેમાં હંમેશાં રહેશે. એ સદાબહાર બાગોમાં તેમના માટે સ્વચ્છ રહેઠાણો હશે, અને સૌથી વધારે તો આ કે અલ્લાહની પ્રસન્નતા તેમને પ્રાપ્ત થશે. આ જ મોટી સફળતા છે. (રુકૂઅ ૯)**

કરી જે તેમની બરબાદી તરફ લઈ જનાર હતી. અલ્લાહે તો તેમને સમજવાની અને બચવાની પૂરતી તક આપી તેમને સમજાવવા માટે પયગમ્બર મોકલ્યાં, પયગમ્બરો મારફતે તેમને ખોટા રસ્તે ચાલવાના ખરાબ પરિણામો સામે ચેતવ્યાં અને તેમને ખૂબ જ સ્પષ્ટ રીતે જણાવી દીધું કે તેમના માટે સફળતાનો માર્ગ કયો છે અને બરબાદી અને વિનાશનો કયો. પરંતુ જયારે તેમણે હાલત સુધારવાની કોઈ તકનો લાભ ન લીધો અને બરબાદીના માર્ગ ઉપર જ ચાલવાનો આગ્રહ સેવ્યો ત્યારે નાછૂટકે તેમનો એ અંજામ આવવાનો જ હતો જે આવીને રહ્યો, અને આ જુલમ તેમની ઉપર અલ્લાહે ન કર્યો બલકે તેમણે જાતે તેમની ઉપર કર્યો.

(૮૦) જેવી રીતે દંભીઓ એક અલગ સમુદાય એટલે કે ઉમ્મત છે તેવી જ રીતે ઈમાનવાળાઓ પણ એક અલગ ઉમ્મત છે. જો કે ઈમાનનો બાહ્ય એકરાર અને ઈસ્લામના પાલનનો બાહ્ય દેખાવ બન્ને સમુદાયોમાં સમાન છે. પરંતુ બન્નેના સ્વભાવ, નીતિમત્તા, રંગઢંગ, ટેવો અને આચાર-વિચારની શૈલી એક બીજાથી તદ્દન ભિન્ન છે. એક તરફ જીભ ઉપર ઈમાનનો દાવો છે પરંતુ હૃદય સાચા ઈમાનથી ખાલી છે. બીજી તરફ જીવનની સમગ્ર શૈલી એવી છે કે જે તેના એક એક હાવભાવ દ્વારા ઈમાનના દાવાને ખોટો પાડી રહી છે. ઉપરના લેબલ ઉપર તો લખ્યું છે કે આ કસ્તુરી છે પરંતુ લેબલની નીચે જે કંઈ છે તે તેના અસ્તિત્વ વડે સાબિત કરી રહ્યું છે કે તે ગોબર સિવાય બીજું કંઈ નથી. આનાથી વિરૂદ્ધ જયાં ઈમાન તેના અસલ સ્વરૂપ સાથે મોજૂદ છે ત્યાં કસ્તૂરી તેના રૂપ વડે, તેની સુગંધ વડે, તેના ગુણો વડે દરેક અજમાયશ તથા દરેક મામલામાં પોતે કસ્તુરી છે તેવું જાહેર કરી રહી છે. ઈસ્લામ અને ઈમાનની ઓળખે બાહ્ય રીતે તો બન્ને સમુદાયોને એક સમુદાય બનાવી દીધાં છે પરંતુ વાસ્તવમાં દંભી મુસલમાનોનો નૈતિક સ્વભાવ અને પ્રકૃતિના રંગઢંગ બીજાં જ છે અને સાચો ઈમાન ધરાવતા મુસલમાનોના બીજાં. અને આ જ કારણે દંભી ગુણધર્મો ધરાવતાં સ્ત્રી-પુરૂષો એક અલગ જૂથ બની ગયાં છે જેમને ખુદા પ્રત્યેની ગફલત, બૂરાઈમાં રૂચિ, નેકી સામે દુશ્મનાવટ અને ભલાઈ સાથે અસહકારના સમાન ગુણોએ એક બીજા સાથે જોડી દીધાં છે તેમજ ઈમાનવાળાઓ સાથે વ્યવહારમાં કાપી નાખ્યાં છે. અને બીજી તરફ સાચા

يَاَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ وَالْمُنٰفِقِيْنَ وَاغْلُظْ عَلَيْهِمْ ط

**હે નબી[૮૧], કાફિરો અને દંભીઓ બન્નેનો પૂરી તાકાત સાથે મુકાબલો કરો અને તેમની સાથે સખતાઈથી વર્તો[૮૨]**

મોમિન સ્ત્રી-પુરૂષો એક બીજું જૂથ બની ગયાં છે જેના બધાં જ લોકોમાં આ ગુણ સમાન છે કે નેકીમાં રસ ધરાવે છે, બદી પ્રત્યે અણગમો ધરાવે છે, ખુદાનું સ્મરણ તેમના માટે ખોરાકની જેમ જીવનની અનિવાર્ય જરૂરિયાતોમાં સામેલ છે, ખુદાના માર્ગમાં ખર્ચ કરવા માટે તેમના દિલ અને હાથ ખુલ્લાં છે, અને ખુદા અને પયગમ્બરનું આજ્ઞાપાલન તેમના જીવનની રીત છે. આ સમાન નૈતિક પ્રકૃતિ અને જીવન પદ્ધતિએ તેમને પરસ્પર એકબીજા સાથે જોડી દીધાં છે અને દંભીઓના જૂથથી અલગ કરી દીધાં છે.

(૮૧) અહીંથી એ ત્રીજું પ્રવચન શરૂ થાય છે જે તબૂકની લડાઈ પછી ઊતર્યું હતું.

(૮૨) અત્યાર સુધી દંભીઓની સાથે મોટાભાગે દરગુજરનો વ્યવહાર કરવામાં આવતો હતો અને તેના બે કારણ હતાં. એક આ કે મુસલમાનોની તાકાત હજુ એટલી મજબૂત થઈ ન હતી કે બહારના દુશ્મનોની જોડે લડવાની સાથે સાથે ઘરના દુશ્મનો જોડે લડાઈ વહોરી લેત. બીજું આ કે તેમાંથી જે લોકો શંકાઓ ધરાવતા હતાં તેમને ઈમાન તથા વિશ્વાસ પ્રાપ્ત કરવા માટે પૂરતી તક આપવાનો આશય હતો. આ બન્ને કારણો હવે બાકી રહ્યા ન હતાં. મુસલમાનોની તાકાત હવે તમામ અરબસ્તાનને પોતાની પકડમાં લઈ ચુકી હતી અને અરબસ્તાનની બહારની શક્તિઓ સામે સંઘર્ષનો સિલસિલો શરૂ થઈ રહ્યો હતો. એટલા માટે આ આંતરિક શત્રુઓને કચડી નાખવાનું શકય પણ હતું અને જરૂરી પણ બની ગયું હતું જેથી આ લોકો બહારની શક્તિઓ સાથે મળીને ષડ્યંત્રો રચીને દેશમાં કોઈ આંતરિક જોખમ ઊભું ન કરી શકે. બીજું, આ લોકોને પૂરા નવ વર્ષ સુધી વિચારવાની, સમજવાની અને સત્યદીનને ચકાસવાની તક પણ આપી દેવામાં આવી હતી જેનાથી તેઓ ફાયદો ઊઠાવી શકે તેમ હતાં, જો તેમની અંદર ખરેખર ભલાઈની કોઈ ઈચ્છા હોત. આના પછી તેમને વધુ છૂટછાટ આપવાનું કોઈ કારણ ન હતું. એટલા માટે હુકમ આપવામાં આવ્યો કે કાફિરોની સાથે સાથે હવે આ દંભીઓની સામે પણ જિહાદ શરૂ કરી દેવામાં આવે અને જે નરમ વલણ અત્યાર સુધી તેમની સાથે દાખવવામાં આવી રહ્યું છે તેને સમાપ્ત કરીને હવે તેમની સાથે કડક વલણ અપનાવવામાં આવે.

દંભીઓની સામે જિહાદ તથા કડક વલણનો અર્થ આ નથી કે તેમની સામે યુદ્ધ કરવામાં આવે. હકીકતમાં આનો અર્થ આ છે કે અત્યાર સુધી તેમના દંભી વર્તન પ્રત્યે જે આંખ આડા કાન કરવામાં આવે છે, જેના કારણે આ લોકો મુસલમાનોમાં ભળેલા રહ્યાં. અને સામાન્ય મુસલમાનો તેમને તેમના જ સમાજનો એક ભાગ માનતા રહ્યાં. અને તેમને સમાજના મામલાઓમાં દખલ દેવાનો અને સમાજમાં તેમના દંભનો ઝેર ફેલાવવાનો મોકો મળતો રહ્યો, તેને ભવિષ્ય માટે સમાપ્ત કરી દેવામાં આવે. હવે જે માણસ પણ મુસલમાનોમાં સામેલ થઈને દંભી વલણ અપનાવશે અને જેના પણ વ્યવહાર ઉપરથી આ જણાશે કે તે ખુદા, પયગમ્બર અને ઈમાનવાળાઓનો નિખાલસ મિત્ર નથી, તેને ખુલ્લંખુલ્લા બેનકાબ કરવામાં આવે, જાહેરમાં તેમને ઠપકો આપવામાં આવે, સમાજમાં તેમના માટે ઈજ્જત અને ભરોસાની કોઈ જગ્યા રાખવામાં ન આવે, સામાજિક રીતે તેમનો બહિષ્કાર કરવામાં આવે, સામાજિક સલાહ-મસલતમાં તેમને અલગ રાખવામાં આવે, અદાલતોમાં તેમની સાક્ષીઓ અવિશ્વસનીય ગણાય, હોદ્દાઓના દ્વાર તેમના માટે બંધ રહે, બેઠકોમાં તેમની

وَ مَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَ بِئْسَ الْمَصِيْرُ ﴿۷۳﴾ يَحْلِفُوْنَ بِاللّٰهِ
مَا قَالُوْا ؕ وَ لَقَدْ قَالُوْا كَلِمَةَ الْكُفْرِ وَ كَفَرُوْا بَعْدَ
اِسْلَامِهِمْ وَ هَمُّوْا بِمَا لَمْ يَنَالُوْا ۚ وَ مَا نَقَمُوْۤا اِلَّاۤ اَنْ

**છેવટે તેમનું ઠેકાણું જહન્નમ છે અને તે સૌથી ખરાબ ઠેકાણું છે. આ લોકો અલ્લાહના સોગંદ ખાઈ ખાઈને કહે છે કે અમે એ વાત નથી કહી, જો કે તેમણે ચોક્કસ એ કુફ્રયુક્ત વાત કહી છે.[૮૩] તેઓ ઈસ્લામ સ્વીકાર્યા પછી કુફ્રનું આચરણ કર્યું અને તેમણે એ બધું કરવાનો ઈરાદો કર્યો જેને કરી ન શક્યાં.[૮૪] તેમનો આ બધો રોષ આ જ વાત માટે છે ને કે**

સાથે કોઈ વાત ન કરે, દરેક મુસલમાન તેમની સાથે એવો વ્યવહાર કરે કે જેનાથી તેમને પોતાને ખબર પડી જાય કે મુસલમાનોની પૂરી વસ્તીમાં કયાંય પણ તેની કોઈ ઈજજત નથી અને કોઈ દિલમાં પણ તેમના માટે આદરનું કોઈ સ્થાન નથી. બીજું, જો એમાંથી કોઈ માણસ કોઈ ખુલ્લી ગદ્દારીનું કામ કરે તો તેના અપરાધ ઉપર ઢાંકપિછોડો કરવામાં ન આવે, ન તો તેને માફી આપવામાં આવે બલકે સાક્ષીઓની સામે તમામ લોકોની હાજરીમાં તેની ઉપર મુકદ્દમો ચલાવવામાં આવે અને તેને પૂરી સજા આપવામાં આવે.

આ એક ખૂબ જ મહત્ત્વનો હુકમ હતો જે આ તબકકે મુસલમાનોને આપવો જરૂરી હતો. આના વિના ઈસ્લામી સમાજને પડતીના આંતરિક કારણો સામે સુરક્ષિત રાખી શકાય તેમ ન હતું. કોઈ પણ સમુદાય જો તેની અંદર દંભીઓ અને ગદ્દારોને ઊછેરતો હોય અને જેમાં આંતરિક શત્રુઓને ભેગા બેસાડવામાં આવતાં હોય, તે નૈતિક પતન અને આખરે સંપૂર્ણ વિનાશ પામ્યા વિના રહી શકતો નથી. દંભનું સ્વરૂપ પ્લેગ જેવું છે અને દંભી માણસ એ ઉંદર છે જે આ ચેપી રોગના જીવાણુંઓ લઈને ફરે છે. તેને વસ્તીમાં સ્વતંત્રતાની સાથે હરવા-ફરવાની તક આપવી જાણે કે સમગ્ર વસ્તીને મોતના જોખમમાં નાખવું છે. એક દંભીને મુસલમાનોના સમાજમાં માન-આદરનો દરજ્જો મળવાનો અર્થ આ છે કે હજારો માણસો ગદ્દારી તથા દંભ કરવા માટે હિંમત મેળવી લે અને આ લાગણી ફેલાઈ જાય કે આ સમાજમાં આદર પામવા માટે નિખાલસતા, શુભકામના અને ઈમાનની સચ્ચાઈની કોઈ જરૂર નથી બલકે ઈમાનના ખોટા પ્રદર્શનની સાથે અપ્રમાણિકતા અને વિશ્વાસઘાતનું વલણ અપનાવીને પણ અહીં માણસ વિકાસ પામી શકે છે. આ જ વાત છે જેને નબી સ.અ.વ.ને આ ટૂંકા ડહાપણભર્યા કથનમાં કહી છે કે من وقر صاحب بدعة فقد اعان على هدم الاسلام۔ "જે માણસે કોઈ બિદ્અત કરનારને માન-આદર આપ્યાં તે હકીકતમાં ઈસ્લામની ઈમારતને ધ્વસ્ત કરવામાં સહાયક થયો."

(૮૩) એ કઈ વાત હતી કે જેની તરફ અહીં ઈશારો કરવામાં આવ્યો છે ? આના વિષે કોઈ ચોકકસ જાણકારી આપણા સુધી પહોંચી નથી. અલબત્ત, રિવાયતોમાં સંખ્યાબંધ એવી કુફ્રયુકત વાતોનો ઉલ્લેખ આવ્યો છે જે એ જમાનામાં દંભીઓએ કહી હતી. દા.ત. એક દંભી વિષે એવી રિવાયત છે કે તેણે તેના સગાંમાંથી એક મુસ્લિમ યુવકની સાથે વાતચીત કરતી વખતે કહ્યું કે "જો ખરેખર એ બધું સાચું છે જે આ માણસ (એટલે કે નબી સ.અ.વ.) રજૂ કરે છે તો આપણે બધાં ગધેડા કરતાં પણ બદતર છીએ." બીજી એક રિવાયતમાં છે કે તબૂકની

أَغْنٰهُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ مِنْ فَضْلِهٖ ۚ فَاِنْ يَّتُوْبُوْا يَكُ خَيْرًا
لَّهُمْ ۚ وَاِنْ يَّتَوَلَّوْا يُعَذِّبْهُمُ اللّٰهُ عَذَابًا اَلِيْمًا ۙ فِى الدُّنْيَا
وَالْاٰخِرَةِ ۚ وَمَا لَهُمْ فِى الْاَرْضِ مِنْ وَّلِىٍّ وَّلَا نَصِيْرٍ ﴿٧٤﴾
وَمِنْهُمْ مَّنْ عٰهَدَ اللّٰهَ لَئِنْ اٰتٰىنَا مِنْ فَضْلِهٖ لَنَصَّدَّقَنَّ
وَلَنَكُوْنَنَّ مِنَ الصّٰلِحِيْنَ ﴿٧٥﴾ فَلَمَّاۤ اٰتٰىهُمْ مِّنْ فَضْلِهٖ

**અલ્લાહ અને તેના પયગમ્બરે તેમની કૃપાથી તેમને સંપન્ન કરી દીધાં છે[૮૪]! હવે જો તેઓ તેમનું આ વલણ છોડી દે તો તેમના જ માટે સારું છે અને આ જો બાજ આવ્યાં નહીં તો અલ્લાહ તેમને અત્યંત પીડાકારી સજા આપશે, દુનિયામાં પણ અને આખિરતમાં પણ અને ધરતી ઉપર કોઈ નથી જે આમનો હિમાયતી અને મદદગાર હોય.**

**તેમનામાંથી કેટલાક એવાં પણ છે જેમણે અલ્લાહ સાથે વાયદો કર્યો હતો કે જો તેણે તેની કૃપાથી અમને નવાજ્યાં તો અમે દાન કરીશું અને સદાચારી બનીને રહીશું. પરંતુ જ્યારે અલ્લાહે તેમને તેની કૃપાથી માલદાર બનાવી દીધાં**

કૂચ વખતે એક જગ્યાએ નબી સ.અ.વ.ની ઊંટણી ખોવાઈ ગઈ. મુસલમાનો તેને શોધી રહ્યા હતાં ત્યારે દંભીઓના એક જૂથે તેની બેઠકમાં આ વાતની ખૂબ મજાક બનાવી અને પરસ્પર કહ્યું કે "આ સાહેબ આકાશની ખબરો તો બહુ જાણે છે પરંતુ તેમને પોતાની ઊંટણીની કોઈ ખબર નથી કે અત્યારે કયાં છે."

(૮૪) આ ઈશારો એ ષડ્‌યંત્રો તરફ છે જે દંભીઓએ તબૂકની લડાઈ વિષે કર્યા હતાં. તેમાંથી પહેલા ષડ્‌યંત્રનો કિસ્સો હદીસવેત્તાઓએ આવી રીતે વર્ણવ્યો છે કે તબૂકમાંથી પરત આવ્યા પછી જયારે મુસલમાનોનું લશ્કર એક એવા સ્થળની નજીક પહોંચ્યું જયાં રસ્તો ડુંગરોની વચ્ચેથી પસાર થતો હતો ત્યારે કેટલાક દંભીઓએ અંદરોઅંદર નકકી કર્યું કે રાતના સમયે કોઈ ઘાટમાંથી પસાર થતી વખતે નબી સ.અ.વ.ને ખાઈમાં ફેંકી દઈએ. નબી સ.અ.વ.ને ખબર પડી ગઈ. આપે તમામ સૈનિકોને હુકમ આપ્યો કે તળેટીવાળા રસ્તે થઈને નીકળી જાય અને પોતે માત્ર અમ્માર બિન યાસિર રદિ. અને હુઝૈફા બિન યમાન રદિ.ને લઈને ઘાટના અંદરના રસ્તે થઈને નીકળ્યાં. રસ્તામાં એકાએક ખબર પડી કે દસ-બાર બુકાનીધારી દંભીઓ પીછો કરતાં આવી રહ્યાં છે. આ જોઈને હઝરત હુઝૈફા રદિ.તેમની તરફ દોડ્યાં કે જેથી તેમના ઊંટોને મારી મારીને તેમને વાળી દે પરંતુ તેઓ દૂરથી જ હઝરત હુઝૈફા રદિ.ને આવતાં જોઈને ડરી ગયાં અને એ ડરથી કે કયાંક આપણે ઓળખાઈ ન જઈએ તરત જ ભાગી છૂટયાં.

બીજું ષડ્‌યંત્ર કે જેનો આના અનુસંધાનમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે આ છે કે દંભીઓને રોમનોના

بَخِلُوْا بِهٖ وَ تَوَلَّوْا وَّ هُمْ مُّعْرِضُوْنَ ﴿٧٦﴾ فَاَعْقَبَهُمْ نِفَاقًا
فِيْ قُلُوْبِهِمْ اِلٰى يَوْمِ يَلْقَوْنَهٗ بِمَآ اَخْلَفُوا اللّٰهَ مَا
وَعَدُوْهُ وَ بِمَا كَانُوْا يَكْذِبُوْنَ ﴿٧٧﴾ اَلَمْ يَعْلَمُوْٓا اَنَّ
اللّٰهَ يَعْلَمُ سِرَّهُمْ وَ نَجْوٰىهُمْ وَ اَنَّ اللّٰهَ عَلَّامُ
الْغُيُوْبِ ﴿٧٨﴾ اَلَّذِيْنَ يَلْمِزُوْنَ الْمُطَّوِّعِيْنَ مِنَ الْمُؤْمِنِيْنَ
فِي الصَّدَقٰتِ وَ الَّذِيْنَ لَا يَجِدُوْنَ اِلَّا جُهْدَهُمْ

**તો તેઓ કંજૂસી કરવા માંડ્યાં અને તેમના વાયદાથી એવા ફરી બેઠાં કે તેમને આની પરવા સુદ્ધાં નથી.[૮૬] પરિણામ આ આવ્યું કે આ વાયદાભંગના કારણે જે તેમણે અલ્લાહ સાથે કર્યો, અને એ જૂઠના કારણે જે તેઓ બોલતા રહ્યાં, અલ્લાહે તેમના દિલોમાં દંભ બેસાડી દીધું જે તેની સમક્ષ તેમની હાજરીના દિવસ સુધી તેમનો પીછો નહીં છોડે. શું આ લોકો જાણતાં નથી કે અલ્લાહને તેમના છૂપાં ભેદ અને તેમની ખાનગી સંતલસોઓ સુદ્ધાંની ખબર છે અને તે ગેબની તમામ વાતોથી સંપૂર્ણપણે માહિતગાર છે? (તે સારી રીતે જાણે છે એ કંજૂસ માલદારોને) જે રાજીખુશીથી આપનારાં ઈમાનવાળાઓના નાણાંકીય બલિદાનો માટે વાતો બનાવે છે અને એ લોકોની મજાક ઊડાવે છે જેમની પાસે (અલ્લાહના માર્ગમાં આપવા માટે) એ સિવાય કંઈ નથી જે તેઓ પોતાની જાતને કષ્ટમાં નાખીને આપે છે.[૮૭]**

મુકાબલામાંથી નબી સ.અ.વ. તથા આપના વફાદાર સાથીઓના સહીસલામત પાછા આવવાની કોઈ અપેક્ષા ન હતી. એટલા માટે તેમણે અંદરોઅંદર નકકી કરી લીધું હતું કે જેવી એ તરફ કોઈ ઘટના ઘટે અહીં મદીનામાં અબ્દુલ્લાહ બિન ઉબૈના શિરે રાજમુકુટ પહેરાવી દેવામાં આવે.

(૮૫) નબી સ.અ.વ.ની હિજરત પહેલાં મદીના અરબસ્તાનના નગરોમાંનું એક સામાન્ય નગર હતું અને ઔસ તથા ખઝરજના કબીલાઓ માલ અથવા દરજજાની દષ્ટિએ કોઈ ખાસ ઉંચું સ્થાન ધરાવતા ન હતાં પરંતુ જયારે નબી સ.અ.વ. ત્યાં પધારી ગયાં અને અનસારીઓએ આપનો સાથ આપીને તેમની જાતને જોખમમાં મૂકી દીધી ત્યારે આઠ-નવ વર્ષના ગાળામાં આ જ મધ્યમકક્ષાનું નગર તમામ અરબસ્તાનનું પાટનગર બની ગયું. એ જ ઔસ અને ખઝરજના ખેડૂતો રાજયના ઉચ્ચ પદો ધારણ કરનારા બની ગયાં અને ચારેય તરફ વિજયો, ગનીમતનાં માલ અને વેપારના ફાયદા આ મધ્યસ્થ શહેર ઉપર વરસાદની જેમ વરસવા માંડયાં. અલ્લાહતઆલા તેમને આના માટે શરમમાં નાખી રહ્યો છે કે અમારા નબી ઉપર તમારો આ ગુસ્સો શું આ જ

فَيَسْخَرُوْنَ مِنْهُمْ ؕ سَخِرَ اللّٰهُ مِنْهُمْ ۫ وَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۷۹﴾
اِسْتَغْفِرْ لَهُمْ اَوْ لَا تَسْتَغْفِرْ لَهُمْ ؕ اِنْ تَسْتَغْفِرْ لَهُمْ
سَبْعِيْنَ مَرَّةً فَلَنْ يَّغْفِرَ اللّٰهُ لَهُمْ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ كَفَرُوْا
بِاللّٰهِ وَ رَسُوْلِهٖ ؕ وَ اللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿۸۰﴾ ع
فَرِحَ الْمُخَلَّفُوْنَ بِمَقْعَدِهِمْ خِلٰفَ رَسُوْلِ اللّٰهِ وَ كَرِهُوْۤا
اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ وَ اَنْفُسِهِمْ فِىْ سَبِيْلِ اللّٰهِ وَ قَالُوْا
لَا تَنْفِرُوْا فِى الْحَرِّ ؕ قُلْ نَارُ جَهَنَّمَ اَشَدُّ حَرًّا ؕ لَوْ كَانُوْا




**અલ્લાહ આ મજાક ઊડાવનારાઓની મજાક ઊડાવે છે અને તેમના માટે પીડાકારી સજા છે. હે નબી, તમે ભલે આવા લોકો માટે માફીની દુઆ કરો અથવા ન કરો, જો તમે સિત્તેર વખત પણ તેમને માફ કરી દેવાની વિનંતી કરશો તો અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે. એટલા માટે કે તેમણે અલ્લાહ અને તેના પયગમ્બર સાથે કુફ્ર આચર્યું છે અને અલ્લાહ દુરાચારી લોકોને મુક્તિનો માર્ગ દેખાડતો નથી. (રુકૂઅ ૧૦)**

**જે લોકોને પાછળ રહી જવાની પરવાનગી આપી દેવામાં આવી હતી તેઓ અલ્લાહના પયગમ્બરનો સાથ નહીં આપવા માટે તથા ઘરમાં બેસી રહેવા માટે ખુશ થયાં અને તેમને ગમ્યું નહીં કે અલ્લાહના માર્ગમાં જાન અને માલ વડે જિહાદ કરે. તેમણે લોકોને કહ્યું કે ''આવી સખત ગરમીમાં ન નીકળો.'' તેમને કહો કે જહન્નમની આગ આના કરતાં પણ વધારે ગરમ છે, અફસોસ તેમને**

કસૂરના બદલામાં છે કે તેના કારણે આ નિયામતો તમને એનાયત કરવામાં આવી !

(૮૬) ઉપરની આયતમાં આ દંભીઓને જે નિયામતના ઇનકાર અને ઉપકાર બદલ અપકાર માટે ઠપકો આપવામાં આવ્યો હતો તેનો એક બીજો પુરાવો તેમના પોતાના જ જીવનમાંથી રજૂ કરીને અહીં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે હકીકતમાં આ લોકો વૃત્તિથી જ ગુનેગાર છે, તેમના નૈતિક નિયમોમાં આભાર, નિયામતનો સ્વીકાર અને વચનપાલન જેવા ગુણોનો કયાંય છાંટ પણ દેખાતી નથી.

(૮૭) તબૂકની લડાઈ વખતે જયારે નબી સ.અ.વ.એ ફંડ-ફાળા માટે અપીલ કરી ત્યારે મોટા મોટા માલદાર દંભીઓ હાથ રોકીને બેસી રહ્યાં પરંતુ જયારે નિખાલસ ઈમાનવાળાં આગળ વધીને ફાળો આપવા

يَفْقَهُوْنَ ﴿٨١﴾ فَلْيَضْحَكُوْا قَلِيْلًا وَّ لْيَبْكُوْا كَثِيْرًا ۚ جَزَآءًۢ
بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٨٢﴾ فَاِنْ رَّجَعَكَ اللّٰهُ اِلٰى طَآئِفَةٍ مِّنْهُمْ
فَاسْتَاْذَنُوْكَ لِلْخُرُوْجِ فَقُلْ لَّنْ تَخْرُجُوْا مَعِيَ اَبَدًا وَّ لَنْ تُقَاتِلُوْا
مَعِيَ عَدُوًّا ؕ اِنَّكُمْ رَضِيْتُمْ بِالْقُعُوْدِ اَوَّلَ مَرَّةٍ فَاقْعُدُوْا مَعَ
الْخٰلِفِيْنَ ﴿٨٣﴾ وَلَا تُصَلِّ عَلٰٓى اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا وَّلَا تَقُمْ
عَلٰى قَبْرِهٖ ؕ اِنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَمَاتُوْا وَهُمْ فٰسِقُوْنَ ﴿٨٤﴾

---

**આનું ભાન હોત. હવે તેમણે હસવું ઓછું અને રડવું વધારે જોઈએ, કેમ કે જે બૂરાઈ તેઓ કમાતા રહ્યાં છે તેનો બદલો આવો જ છે (કે તેમણે તેના માટે રડવું જ જોઈએ). જો અલ્લાહ તમને તેમની વચ્ચે પાછા લઈ જાય અને હવે ભવિષ્યમાં તેમનામાંથી કોઈ જૂથ જિહાદ માટે નીકળવાની તમારી પાસે પરવાનગી માગે તો સ્પષ્ટ કહી દેજો કે "હવે તમે મારી સાથે કદાપિ ચાલી નહીં શકો અને ન તો મારી સાથે રહીને કોઈ દુશ્મન સાથે લડી શકો છો, તમે પહેલાં બેસી રહેવાનું પસંદ કર્યું હતું તો હવે ઘરે બેસનારાઓ જ સાથે બેઠાં રહો."**

**અને ભવિષ્યમાં તેમનામાંથી કોઈ જો અવસાન પામે તેની જનાઝાની નમાઝ પણ તમે કદાપિ પઢતાં નહીં અને ન તો ક્યારેય તેની કબર સમક્ષ ઊભાં રહેજો કારણ કે તેમણે અલ્લાહ અને તેના પયગમ્બરની સાથે કુફ્ર આચર્યું છે અને તેઓ એવી હાલતમાં મૃત્યુ પામ્યાં છે કે જ્યારે તે દુરાચારી હતાં.**[૮૮]

---

માંડયાં ત્યારે આ લોકોએ તેમના વિષે ગમે તેમ બોલવા માંડ્યું. જયારે કોઈ સદ્ધર મુસલમાન તેની હેસિયત પ્રમાણે અથવા તેનાથી વધીને કોઈ મોટી રકમ લાવતો ત્યારે આ લોકો તેની ઉપર દેખાડાનો આક્ષેપ કરતાં અને જો કોઈ ગરીબ મુસલમાન પોતાને અને પોતાના પરિવારજનોને ભૂખ્યાં રાખીને કોઈ નાનકડી રકમ પ્રસ્તુત કરતો, અથવા આખી રાત મહેનત-મજૂરી કરીને થોડીક ખજૂરો મેળવી તે જ લાવીને રજૂ કરી દેતો ત્યારે આ લોકો તેની ઠેકડી ઊડાવતા શબ્દો ઉચ્ચારતાં કે લો આ નજીવી વસ્તુ પણ આવી ગઈ છે જેનાથી રોમના કિલ્લાં જીતવામાં આવશે !

(૮૮) તબૂકની લડાઈમાંથી પાછા આવ્યા પછી હજુ લાંબો સમય પસાર થયો ન હતો ત્યાં અબ્દુલ્લાહ બિન ઉબ્બૈ, દંભીઓનો સરદાર, ગુજરી ગયો. તેનો પુત્ર અબ્દુલ્લાહ બિન અબ્દુલ્લાહ રદિ. જે સાચા મુસલમાનોમાંથી હતાં, નબી સ.અ.વ. સમક્ષ હાજર થયાં અને કફનમાં વાપરવા માટે આપનો ઝભ્ભો માગ્યો. નબી સ.અ.વ.એ ભારે ઉદારતા દાખવીને આપી દીધો. પછી તેમણે વિનંતી કરી કે આપ જ તેની જનાઝાની

وَلَا تُعۡجِبۡكَ اَمۡوَالُهُمۡ وَاَوۡلَادُهُمۡ ؕ اِنَّمَا يُرِيۡدُ اللّٰهُ اَنۡ
يُّعَذِّبَهُمۡ بِهَا فِى الدُّنۡيَا وَتَزۡهَقَ اَنۡفُسُهُمۡ وَهُمۡ كٰفِرُوۡنَ ﴿۸۵﴾
وَاِذَاۤ اُنۡزِلَتۡ سُوۡرَةٌ اَنۡ اٰمِنُوۡا بِاللّٰهِ وَجَاهِدُوۡا مَعَ رَسُوۡلِهِ
اسۡتَاۡذَنَكَ اُولُوا الطَّوۡلِ مِنۡهُمۡ وَقَالُوۡا ذَرۡنَا نَكُنۡ مَّعَ
الۡقٰعِدِيۡنَ ﴿۸۶﴾ رَضُوۡا بِاَنۡ يَّكُوۡنُوۡا مَعَ الۡخَوَالِفِ وَطُبِعَ عَلٰى
قُلُوۡبِهِمۡ فَهُمۡ لَا يَفۡقَهُوۡنَ ﴿۸۷﴾ لٰكِنِ الرَّسُوۡلُ وَالَّذِيۡنَ اٰمَنُوۡا مَعَهٗ

**તેમનું માલદારપણું અને તેમની બહોળી સંતાન તમને ભરમાવે નહીં. અલ્લાહે તો ઇરાદો કરી લીધો છે કે આ ધન-દોલત અને સંતાન વડે તેમને આ જ દુનિયામાં સજા આપે અને તેમના પ્રાણ એ હાલતમાં નીકળે કે તેઓ કાફિર હોય.**

**જ્યારે પણ કોઈ સૂરઃ આ વિષય અંગે ઊતરી કે અલ્લાહને માનો અને તેના પયગમ્બર સાથે મળીને જિહાદ કરો તો તમે જોયું કે જે લોકો તેમનામાંથી સશક્ત હતાં તેઓ જ તમને વિનંતી કરવા લાગ્યાં કે જિહાદમાં ભાગ લેવામાંથી તેમને માફી આપવામાં આવે અને તેમણે કહ્યું કે અમને છોડી દો કે અમે બેસનારાઓની સાથે રહીએ. આ લોકોએ ઘરમાં બેસનારીઓમાં સામેલ થવાનું પસંદ કર્યું અને તેમના દિલોને મહોરબંધ કરી દેવામાં આવ્યાં, તેથી હવે તેમની સમજમાં કંઈ નથી આવતું.[૮૮] આનાથી ઊલટું, પયગમ્બરે અને એ લોકોએ કે જે પયગમ્બરની સાથે ઈમાન લાવ્યા હતાં**

નમાઝ પઢાવો. આપ તેના માટે પણ તૈયાર થઈ ગયાં. હઝરત ઉમર રદિ.એ આગ્રહપૂર્વક અરજ કરી કે, હે અલ્લાહના રસૂલ સ.અ.વ. ! શું આપ એ માણસની જનાઝાની નમાઝ પઢાવશો જે આવાં-આવાં કામો કરી ચૂકયો છે. પરંતુ નબી સ.અ.વ. આ બધું સાંભળીને સ્મિત કરતાં રહ્યાં અને પોતાની એક કૃપાના કારણે, કે જે મિત્રો અને શત્રુઓ બધાંને માટે સાર્વજનિક હતી, આપે સૌથી કટ્ટર શત્રુ માટે પણ ક્ષમાની દુઆ કરવા માટે આનાકાની ન કરી. છેવટે જયારે આપ સ.અ.વ. નમાઝ પઢાવવા માટે ઊભા જ થઈ ગયાં ત્યારે આ આયત ઊતરી અને ખુદાના સીધા હુકમ વડે આપને રોકી દેવામાં આવ્યાં. કેમ કે હવે આ નીતિ કાયમી રીતે ઠરાવી દેવામાં આવી હતી કે મુસલમાનોના સમાજમાં દંભીઓને કોઈ પણ રીતે વિકસવા દેવામાં ન આવે તથા કોઈ પણ એવું કામ કરવામાં ન આવે જેના લીધે આ જૂથને પ્રોત્સાહન મળે.

આના ઉપરથી આ નિયમ નીકળ્યો છે કે ગુનેગારો અને અપરાધીઓ તેમજ અપરાધી તરીકે બદનામ લોકોની જનાઝાની નમાઝ મુસલમાનોના ઇમામ અને આગેવાનોએ પઢાવવી જોઈએ નહીં તેમજ પઢવી પણ

جٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَ اَنْفُسِهِمْ ؕ وَ اُولٰٓئِكَ لَهُمُ الْخَيْرٰتُ ؗ وَ اُولٰٓئِكَ
هُمُ الْمُفْلِحُوْنَ ﴿۸۸﴾ اَعَدَّ اللّٰهُ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۸۹﴾ ع وَ جَآءَ الْمُعَذِّرُوْنَ
مِنَ الْاَعْرَابِ لِيُؤْذَنَ لَهُمْ وَ قَعَدَ الَّذِيْنَ كَذَبُوا اللّٰهَ وَ
رَسُوْلَهٗ ؕ سَيُصِيْبُ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۹۰﴾



**તેમણે પોતાના જાન અને માલ વડે જિહાદ કર્યો અને હવે બધી જ ભલાઈઓ તેમના જ માટે છે અને તેઓ જ સફળતા મેળવનારાં છે. અલ્લાહે તેમના માટે એવાં બાગ તૈયાર કરીને રાખ્યાં છે જેમની નીચે નદીઓ વહી રહી છે, તેમાં તેઓ હંમેશાં રહેશે. આ છે ભવ્ય સફળતા. (રુકૂઅ ૧૧)**

**બદ્દૂ[૯૦] આરબોમાંથી પણ ઘણાં લોકો આવ્યાં જેમણે બહાના રજૂ કર્યાં કે જેથી તેમને પણ પાછળ રહી જવાની પરવાનગી આપી દેવામાં આવે. આવી રીતે બેસી રહ્યાં એ લોકો જેમણે અલ્લાહ અને તેના પયગમ્બર સાથે ઈમાનનો જૂઠો વાયદો કર્યો હતો. આ બદ્દૂઓમાંથી જે જે લોકોએ કુફ્રનું વલણ અપનાવ્યું છે[૯૧] ટૂંક સમયમાં જ તેઓ પીડાકારી સજા પામશે.**

જોઈએ નહીં. આ આયતો પછી નબી સ.અ.વ.નો આ નિયમ બની ગયો હતો કે જયારે આપને કોઈ જનાઝામાં સામેલ થવા માટે કહેવામાં આવતું ત્યારે આપ પહેલાં મરનાર વિષે પૂછી લેતા હતાં કે કેવો માણસ હતો, અને જો ખબર પડે કે ખરાબ ચાલચલગતનો માણસ હતો તો આપ તેના પરિવારજનોને કહી દેતા હતાં કે તમને છૂટ છે જેવી રીતે ચાહો તેને દફનાવી દો.

(૮૯) જો કે આ ઘણી શરમજનક વાત છે કે તગડાં, સ્વસ્થ અને સાધનસંપન્ન લોકો ઈમાનનો દાવો કરવા છતાં જરૂર પડે ત્યારે મેદાન ભણી નીકળી જવાને બદલે ઘરોમાં ઘૂસી જાય અને મહિલાઓ સાથે જઈ બેસે. પરંતુ કેમ કે આ લોકોએ પોતે સ્વેચ્છાએ તેમના માટે આ જ રસ્તો પસંદ કર્યો હતો તેથી કુદરતી નિયમ પ્રમાણે તેમની પાસેથી એ પવિત્ર લાગણીઓ છીનવી લેવામાં આવી જેના કારણે કોઈ પણ માણસ આવો હલકટ વ્યવહાર કરવામાં શરમ અનુભવે છે.

(૯૦) બદ્દુ આરબો એટલે કે મદીનાની આસપાસ રહેતાં ગ્રામીણ અને વનવાસી આરબો જેમને સામાન્ય રીતે બદ્દુ કહેવામાં આવે છે.

(૯૧) ઈમાનનું દંભયુક્ત પ્રદર્શન કે જેના પાયામાં હકીકતમાં સમર્થન, સ્વીકાર, નિખાલસતા અને આજ્ઞાપાલન ન હોય તેમજ જેના દેખીતા એકરાર છતાં માણસ ખુદા અને તેના દીનની સરખામણીમાં તેના હિતો અને તેના સાંસારિક હિતોને વધુ પ્રિય રાખતો હોય, અસલ હકીકતની દૃષ્ટિએ કુફ્ર અને ઈનકાર જ છે. ખુદાને ત્યાં

لَيْسَ عَلَى الضُّعَفَآءِ وَلَا عَلَى الْمَرْضٰى وَلَا عَلَى الَّذِيْنَ لَا يَجِدُوْنَ
مَا يُنْفِقُوْنَ حَرَجٌ اِذَا نَصَحُوْا لِلّٰهِ وَرَسُوْلِهٖ ؕ مَا عَلَى الْمُحْسِنِيْنَ

**વૃદ્ધ અને બીમાર લોકો અને એ લોકો કે જે જિહાદમાં સામેલ થવા માટે ગુંજાશ ધરાવતાં નથી, જો પાછળ રહી જાય તો કોઈ વાંધો નથી જ્યારે કે તેઓ નિખાલસ દિલથી અલ્લાહ અને તેના પયગમ્બરના વફાદાર હોય.[૯૨] આવા સદાચારી લોકો ઉપર**

આવા લોકો સાથે એવો જ વ્યવહાર થશે જે ઈનકારીઓ અને બગાવતીઓની સાથે થશે, ભલે દુનિયામાં આ પ્રકારના લોકોને કાફિર ઠરાવી શકાતાં ન હોય તથા તેમની સાથે મુસલમાન જેવો જ વ્યવહાર થતો હોય. દુનિયાના આ જીવનમાં જે કાનૂન ઉપર મુસ્લિમ સમાજની વ્યવસ્થા સ્થાપવામાં આવી છે અને જે નિયમોના આધારે ઈસ્લામી રાજય તથા તેના ન્યાયાધીશો હુકમોનું અર્થઘટન કરે છે તે દૃષ્ટિએ તો દંભીપણા ઉપર કુફ્ર અથવા કુફ્રની શંકાનો હુકમ માત્ર એ જ સંજોગોમાં લગાવી શકાય કે જયારે ઈનકાર અને બગાવત કે ગદ્દારી અને બેવફાઈનું પ્રદર્શન સ્પષ્ટપણે થઈ જાય, એટલા માટે દંભીપણાના ઘણાં સ્વરૂપો અને સ્થિતિઓ એવી બાકી રહી જાય છે જે શરીઅતના હુકમ હેઠળ કુફ્રમાંથી બચી જાય છે પરંતુ શરીઅતના કાનૂનમાં કોઈ પણ દંભી જો કુફ્રના હુકમમાંથી બચી નીકળતો હોય તો આનો અર્થ આ નથી થતો કે ખુદાઈ કાનૂનમાં પણ તે આ હુકમ તથા તેની સજામાંથી બચી જશે.

(૯૨) આના ઉપરથી જણાયું કે જે લોકો બાહ્ય રીતે માફીને પાત્ર હોય તેમના માટે પણ એકલું વૃદ્ધાવસ્થા અને બીમારી અથવા ફક્ત નાદારી માફી માટે પૂરતું કારણ નથી બલકે તેમની આ લાચારીઓ માત્ર એ સંજોગોમાં તેમના માટે માફીનું કારણ બની શકે છે કે જયારે તેઓ અલ્લાહ અને તેના પયગમ્બરના સાચા વફાદાર હોય, નહીં તો જો વફાદારી ન હોય ત્યારે કોઈ માણસને ફક્ત એટલા માટે માફી આપી શકાય નહીં કે તે ફરજ અદા કરવાના સમયે બીમાર અથવા નાદાર હતો. ખુદા માત્ર બાહ્યને જોતો નથી કે આવા બધાં જ લોકો જો બીમારીનું દાકતરી પ્રમાણપત્ર અથવા ઘડપણ અથવા શારીરિક વિકલાંગતાનું કારણ રજૂ કરી દે તેઓ તેને ત્યાં એક સરખાં માફીને પાત્ર ગણવામાં આવે અને પાછળથી તેમનો હિસાબ લેવામાં ન આવે. તે તો તેમાંથી એકેએક માણસના મનની સમીક્ષા કરશે, તેના બધાં જ છૂપાં અને જાહેર વર્તનને જોશે અને તપાસ કરશે કે તેની લાચારી એક વફાદાર બંદા જેવી લાચારી હતી કે પછી એક ગદ્દાર અને વિદ્રોહી જેવી. એક માણસ એ છે કે જયારે તેણે ફરજ ઉપર આવવા માટેનો સાદ સાંભળ્યો ત્યારે દિલની અંદર આભારની લાગણી છવાઈ ગઈ કે "ઘણાં સારા સમયે હું બીમાર પડી ગયો, નહીં તો આ આફત કોઈ રીતે ટળી ન હોત અને અમસ્તાં જ મુસીબત ભોગવવી પડત." બીજા માણસે આ સાદ સાંભળ્યો ત્યારે બેચેન બની ગયો કે "હાય, કેવા સમયે આ અભાગી બીમારીએ તેને જકડી લીધો, જે સમય મેદાનમાં નીકળીને સેવા બજાવવાનો હતો તે કેવી ખરાબ રીતે અહીં પથારીમાં બરબાદ થઈ રહ્યો છે." એક જણાએ પોતાના માટે તો સેવામાંથી બચવાનું બહાનું મેળવી જ લીધું હતું પરંતુ તેની સાથે તેણે બીજાંને પણ તેનાથી રોકવાનો પ્રયત્ન કર્યો. બીજો જો કે પોતે માંદગીની પથારીમાં લાચાર બનીને પડયો હતો પરંતુ તે પોતાના સગાં-સબંધીઓ, મિત્રો અને ભાઈઓને જિહાદ માટે સતત પ્રોત્સાહિત કરતો રહ્યો અને સારવાર કરતાં લોકોને પણ કહેતો રહ્યો કે "અલ્લાહ મારૂં ધ્યાન રાખનાર છે, દવાદારૂની વ્યવસ્થા કોઈને કોઈ રીતે થઈ જશે, મારા એકલા માણસ માટે તમે આ કીમતી સમયને વેડફો નહીં જે સત્યદીનની સેવામાં વપરાવવો જોઈએ." એક જણાએ બીમારીના બહાને ઘરે

مِنْ سَبِيْلٍ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۙ﴿۹۱﴾ وَّلَا عَلَى الَّذِيْنَ اِذَا مَاۤ
اَتَوْكَ لِتَحْمِلَهُمْ قُلْتَ لَاۤ اَجِدُ مَاۤ اَحْمِلُكُمْ عَلَيْهِ ۪ تَوَلَّوْا وَّ
اَعْيُنُهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ حَزَنًا اَلَّا يَجِدُوْا مَا يُنْفِقُوْنَ ؕ﴿۹۲﴾
اِنَّمَا السَّبِيْلُ عَلَى الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ وَهُمْ اَغْنِيَآءُ ۚ رَضُوْا بِاَنْ
يَّكُوْنُوْا مَعَ الْخَوَالِفِ ۙ وَطَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۹۳﴾

**દોષારોપણની કોઈ ગુંજાશ નથી અને અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. આવી જ રીતે એ લોકો ઉપર પણ દોષારોપણની કોઈ ગુંજાશ નથી જેમણે જાતે આવીને તમને વિનંતી કરી હતી કે અમારા માટે વાહનો પૂરા પાડવામાં આવે, અને જ્યારે તમે કહ્યું કે હું તમારા માટે વાહનોની વ્યવસ્થા નથી કરી શકતો ત્યારે તેઓ લાચારીપૂર્વક પાછા ગયાં અને હાલત આ હતી કે તેમની આંખોમાંથી અશ્રુ વહી રહ્યા હતાં અને તેમને આ વાતનું ભારે દુઃખ હતું કે તેઓ સ્વખર્ચે જિહાદમાં સામેલ થવા માટેનું સામર્થ્ય ધરાવતાં નથી.[૯૩] અલબત્ત, વાંધો એ લોકો સામે છે જે માલદાર છે અને છતાં પણ તમને વિનંતીઓ કરે છે કે તેમને જિહાદમાં સામેલ થવામાંથી માફી આપવામાં આવે. તેમણે ઘરે બેસનારીઓમાં સામેલ થવાનું પસંદ કર્યું અને અલ્લાહે તેમના દિલોને મહોરબંધ કરી દીધાં, તેથી હવે આ લોકો કશું જાણતાં નથી (કે અલ્લાહને ત્યાં તેમના આ વર્તનનું શું પરિણામ આવવાનું છે).**

બેસીને બધો જ સમય લડાઈની સામે નિરાશા ફેલાવવામાં, ખરાબ સમાચારો ફેલાવવામાં, યુદ્ધના પ્રયાસોને બગાડવામાં તથા મુજાહિદોની ગેરહાજરીમાં તેમના ઘર બગાડવામાં ખર્ચ્યો. બીજાએ આ જોઈને કે મેદાનમાં જવાના બહુમાનથી તે વંચિત રહી ગયો છે, તેનાથી બનતાં બધા જ પ્રયાસ કર્યાં કે ઘરના મોરચા (Home front) ને મજબૂત રાખવામાં વધારેમાં વધારે જે સેવા તેનાથી થઈ શકે તે કરે. બાહ્ય રીતે તો આ બન્ને જણાં લાચાર છે પરંતુ ખુદાની નજરમાં આ બે જુદા પ્રકારના લાચારો કોઈ રીતે સમાન ન હોઈ શકે. ખુદાને ત્યાં જો માફી હોય તો માત્ર બીજા માણસ માટે છે. પહેલો માણસ તો તેની લાચારી છતાં ગદ્દારી અને બેવફાઈનો અપરાધી છે.

(૯૩) આવાં લોકો કે જે દીનની સેવા માટે ઉત્સુક અને તત્પર હોય અને કોઈ ખરેખર લાચારીના કારણે અથવા સાધનો ન મળવાના કારણે સક્રિય રીતે સેવા ન કરી શકે તો તેમના દિલને એટલું જ ભારે દુઃખ થાય છે કે જેટલું કોઈ ભૌતિકવાદીને ધંધો-રોજગાર છૂટી જાય ત્યારે અથવા કોઈ મોટા નફાની તકથી વંચિત રહી જાય ત્યારે થતું હોય છે. તેમની ગણતરી ખુદાને ત્યાં સેવા આપનારા લોકોમાં જ થશે ભલે સક્રિય રીતે કોઈ સેવા તેમણે આપી ન હોય એટલા માટે કે ભલે તેઓ હાથ-પગ વડે કાર્ય કરી શકયા ન હોય પરંતુ દિલથી તો તેઓ સેવામાં જ લાગેલા હતાં. આ જ વાત છે જે તબૂકની લડાઈમાંથી પાછા ફરતી વખતે મુસાફરી દરમ્યાન નબી સ.અ.વ.એ

يَعْتَذِرُوْنَ اِلَيْكُمْ اِذَا رَجَعْتُمْ اِلَيْهِمْ ۭ قُلْ لَّا تَعْتَذِرُوْا
لَنْ نُّؤْمِنَ لَكُمْ قَدْ نَبَّاَنَا اللّٰهُ مِنْ اَخْبَارِكُمْ ۭ وَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ
وَرَسُوْلُهٗ ثُمَّ تُرَدُّوْنَ اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا
كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٤﴾ سَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ اِذَا انْقَلَبْتُمْ اِلَيْهِمْ
لِتُعْرِضُوْا عَنْهُمْ ۭ فَاَعْرِضُوْا عَنْهُمْ ۭ اِنَّهُمْ رِجْسٌ ۡ وَّمَاْوٰىهُمْ جَهَنَّمُ ۚ
جَزَاۗءًۢ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٩٥﴾ يَحْلِفُوْنَ لَكُمْ لِتَرْضَوْا عَنْهُمْ ۚ
فَاِنْ تَرْضَوْا عَنْهُمْ فَاِنَّ اللّٰهَ لَا يَرْضٰى عَنِ الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿٩٦﴾

**તમે જ્યારે પાછા જઈને તેમની પાસે પહોંચશો ત્યારે આ લોકો જાતજાતના બહાનાં રજૂ કરશે. પરંતુ તમે સ્પષ્ટ કહી દેજો કે "બહાના ન બનાવો, અમે તમારી કોઈ વાતનો વિશ્વાસ નહીં કરીએ. અલ્લાહે અમને તમારો અહેવાલ જણાવી દીધો છે. હવે અલ્લાહ અને તેનો પયગમ્બર તમારી વર્તણૂક જોશે, પછી તમે તેની તરફ પાછા લઈ જવામાં આવશો જે ગેબ અને જાહેર તમામનો જાણનાર છે અને તે તમને જણાવી દેશે કે તમે શું શું કરતાં રહ્યાં છો." તમારા પરત આવ્યા પછી આ લોકો તમારી સામે સોગંદો ખાશે કે જેથી તમે તેમની તરફ ધ્યાન ન આપો. તો નિઃશંક તમે તેમની તરફ ધ્યાન જ ન આપો,[૯૪] કેમ કે આ લોકો ગંદકી છે અને તેમનું અસલ ઠેકાણું જહન્નમ છે જે તેમની કમાણીના બદલામાં તેમને મળશે. આ લોકો તમારી સામે સોગંદો ખાશે કે જેથી તમે તેમનાથી રાજી થઈ જાઓ. પણ જો તમે તેમનાથી રાજી થઈ પણ જાઓ તો અલ્લાહ કદાપિ આવા દુરાચારી લોકોથી રાજી થશે નહીં.**

પોતાના સાથીદારોને સંબોધન કરતી વખતે કહી હતી કે ان بالمدینہ اقواما ما سرتم مسیرا ولا قطعتم وادیا الا کانوا معکم "મદીનામાં કેટલાક લોકો એવાં છે કે તમે કોઈ મેદાન પાર નથી કર્યું તેમજ કોઈ કૂચ નથી કરી કે જેમાં તેઓ તમારી સાથે રહ્યાં ન હોય." સહાબીઓએ આશ્ચર્ય પામતાં કહ્યું "શું મદીનામાં રહીને પણ?" તો કહ્યું "હા, મદીનામાં જ રહીને કેમ કે લાચારીએ તેમને રોકી લીધા હતાં નહીં તો તેઓ પોતે રોકાઈ જનારા ન હતાં."

(૯૪) પહેલા કથનમાં ધ્યાન ન આપવાનો અર્થ તેમને માફી આપવાનો છે અને બીજા કથનમાં સંબંધ કાપી નાખવાનો. એટલે કે તેઓ તો ઇચ્છે છે કે તમે તેમની તરફ ધ્યાન ન આપો પરંતુ સારૂં આ છે કે તમે તેમની સાથે કોઈ સંબંધ જ ન રાખો અને માની લો કે તમે તેમનાથી કપાઈ ગયાં અને તે તમારાથી.

اَلۡاَعۡرَابُ اَشَدُّ كُفۡرًا وَّنِفَاقًا وَّاَجۡدَرُ اَلَّا يَعۡلَمُوۡا حُدُوۡدَ مَاۤ
اَنۡزَلَ اللّٰهُ عَلٰى رَسُوۡلِهٖ‌ ؕ وَاللّٰهُ عَلِيۡمٌ حَكِيۡمٌ ۝٩٧ وَمِنَ الۡاَعۡرَابِ

**આ બદ્દૂ આરબો કુફ્ર અને દંભમાં વધારે તીવ્ર છે અને તેમના મામલામાં આ વાતની શક્યતાઓ વધારે છે કે તેઓ એ દીનની હદોથી અજાણ રહે જે અલ્લાહે તેના પયગમ્બર ઉપર ઊતાર્યું છે.[૯૫] અલ્લાહ બધું જ જાણે છે અને ડહાપણવાળો છે. આ બદ્દૂ આરબોમાં એવાં એવાં લોકો રહેલાં છે જે અલ્લાહના માર્ગમાં થોડોક**

(૯૫) જેમ કે અગાઉ અમે જણાવી ગયાં છીએ તેઓ એ બદ્દુ આરબો એટલે એ ગ્રામીણ અને વનવાસી આરબો છે જે મદીનાની આસપાસમાં વસતા હતાં. આ લોકો મદીનામાં એક મજબૂત અને સંગઠિત શક્તિને ઉદ્ભવતી જોઈને પહેલાં તો ડઘાઈ ગયાં. પછી ઈસ્લામ અને કુફ્રની લડાઈઓ દરમ્યાન થોડા વખત સુધી તકવાદનો માર્ગ અપનાવતા રહ્યાં. તે પછી જયારે ઈસ્લામી રાજયની સત્તા હિજાઝ તથા નજદના એક મોટા ભાગ ઉપર છવાઈ ગઈ અને વિરોધી કબીલાઓનું જોર તેના મુકાબલામાં તૂટવા માંડયું ત્યારે આ લોકોએ પરિસ્થિતિનો ફાયદો આમાં જ જોયો કે ઈસ્લામના વર્તુળમાં દાખલ થઈ જાય. પરંતુ તેમની અંદર બહુ ઓછા એવા લોકો હતાં જે આ દીનને સત્યદીન માનીને સાચા દિલથી ઈમાન લાવ્યાં હોય તથા નિખાલસ રીતે તેના તકાદાઓને પૂરા કરવા માટે તૈયાર હોય. મોટાભાગના બદ્દુઓ માટે ઈસ્લામના સ્વીકારની હેસિયત ઈમાન અને વિશ્વાસની નહીં બલકે ફકત રાજનીતિ તથા વ્યૂહ હતો. તેમની ઈચ્છા આ હતી કે તેમના હિસ્સામાં ફકત એ લાભો આવી જાય જે સત્તાધારી પક્ષનું સભ્યપદ અપનાવવાથી પ્રાપ્ત થતાં હોય છે. પરંતુ તેઓ નૈતિક બંધનો કે જે ઈસ્લામ તેમની ઉપર લાગુ કરતું હતું, એ નમાઝ-રોઝાના બંધનો કે જે આ દીનનો સ્વીકાર કરતાં જ તેમની ઉપર લાગુ થઈ જતા હતાં, એ ઝકાત જે નિયમોનુસાર મહેસૂલી અધિકારીઓ દ્વારા તેમના રણદ્વીપો તથા તેમના કોઠારોમાંથી વસૂલ કરવામાં આવતી હતી, એ નિયમો કે જેની પકડમાં તેઓ તેમના ઈતિહાસમાં પહેલી વખત બાંધવામાં આવ્યા હતાં, એ જાનમાલની કુરબાનીઓ જે લૂંટફાટની લડાઈઓમાં નહીં બલકે ફકત અલ્લાહ માટેના જિહાદમાં અવારનવાર તેમની પાસેથી માગવામાં આવી રહી હતી, આ બધી જ વસ્તુઓ તેમને ખૂબ જ નાપસંદ હતી અને તેઓ આમનાથી પીછો છોડાવવા માટે દરેક પ્રકારની ચાલબાજીઓ અને બહાનાબાજીઓનો ઉપયોગ કરતા રહેતા હતાં. તેમને આ વાતની કોઈ પરવા ન હતી કે સત્ય શું છે તથા તેમની અને તમામ મનુષ્યોની સાચી સફળતા કઈ વસ્તુમાં છે. તેમને જો કોઈ રસ હતો તો તે ફકત તેમના આર્થિક હિતો, તેમના એશઆરામ, તેમની જમીનો, તેમના ઊંટો અને બકરાં તથા તેમના તંબુઓની આસપાસની મર્યાદિત દુનિયા સાથે હતો. આનાથી ઊંચી કોઈ પણ વસ્તુ સાથે તેઓ એવા પ્રકારની આસ્થા તો ધરાવતા હતાં જેવી સંતો અને ફકીરો સાથે રાખવામાં આવે છે કે તેમની સમક્ષ ભેટ-સોગાદો ચઢાવે અને તેઓ તેના બદલામાં ધંધા-રોજગારમાં પ્રગતિ અને આફતો સામે રક્ષણ આપે તેમજ આવા જ બીજા હેતુઓ માટે તેમને માદળિયાં આપે અને તેમના માટે પ્રાર્થનાઓ કરે. પરંતુ એવા ઈમાન અને આસ્થા માટે તેઓ તૈયાર ન હતાં કે જે તેમના સંપૂર્ણ સાંસ્કૃતિક, આર્થિક અને સામાજિક

مَنْ يَّتَّخِذُ مَا يُنْفِقُ مَغْرَمًا وَّ يَتَرَبَّصُ بِكُمُ الدَّوَآئِرَ ؕ
عَلَيْهِمْ دَآئِرَةُ السَّوْءِ ؕ وَ اللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۹۸﴾ وَ مِنَ
الْاَعْرَابِ مَنْ يُّؤْمِنُ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ وَ يَتَّخِذُ مَا يُنْفِقُ
قُرُبٰتٍ عِنْدَ اللّٰهِ وَ صَلَوٰتِ الرَّسُوْلِ ؕ اَلَاۤ اِنَّهَا قُرْبَةٌ لَّهُمْ ؕ
سَيُدْخِلُهُمُ اللّٰهُ فِىْ رَحْمَتِهٖ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۹۹﴾ ع




**ખર્ચ કરે છે ત્યારે તેને પોતાની ઉપર દંડ માને છે[૯૬] અને તમારા માટે કાળચક્રના ફરવાની રાહ જોઈ રહ્યાં છે (કે તમે કોઈ ચક્કરમાં ફસાઈ જાઓ તો તેઓ તેમની ડોકમાંથી આ વ્યવસ્થાની તાબેદારીનો ગલપટો ઊતારી ફેંકે જેમાં તમે તેમને જકડી દીધાં છે). જો કે બદીનું ચક્ર તેમની પોતાની ઉપર જ છવાયેલું છે અને અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે. અને આ જ બદ્દૂ આરબોમાં કેટલાક એવાં પણ છે જે અલ્લાહ અને અંતિમ દિવસ ઉપર ઈમાન ધરાવે છે અને જે કંઈ ખર્ચ કરે છે તેને અલ્લાહને ત્યાં નિકટતાનું અને પયગમ્બર તરફથી કૃપાની દુઆઓ પ્રાપ્ત કરવાનું માધ્યમ બનાવે છે. હા, તે ચોક્કસ તેમના માટે નિકટતા પ્રાપ્ત કરવાનું માધ્યમ છે અને અલ્લાહ ચોક્કસ તેમને તેની રહેમત (કૃપા)માં દાખલ કરશે, નિઃશંક અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. (રુકૂઅ ૧૨)**

---

જીવનને નીતિમત્તા અને કાયદાના નિયમનમાં બાંધી દે તથા વધારામાં એક વિશ્વવ્યાપી સુધારક અભિયાન માટે તેમની પાસેથી જાનમાલના બલિદાનોની પણ માગણી કરે.

તેમની આ જ હાલત અહીં આ રીતે વર્ણવવામાં આવી છે કે શહેરી લોકોની સરખામણીમાં આ ગ્રામીણ અને વનવાસી લોકો વધારે દંભયુકત વલણ ધરાવે છે અને સત્યનો ઇનકાર કરવાની કેફિયત તેમની અંદર વધારે પ્રમાણમાં જોવા મળે છે. ત્યારપછી આનું કારણ પણ જણાવી દેવામાં આવ્યું છે કે શહેરના લોકો તો ભણેલાં હોય છે અને સત્યપ્રિય લોકોની સોબતમાંથી લાભ મેળવીને થોડા પ્રમાણમાં દીનને તથા તેની મર્યાદાઓને જાણી પણ લે છે પરંતુ આ બદ્દુઓ કેમ કે જીવનભર ફકત એક આર્થિક પ્રાણીની જેમ રાત-દિવસ રોજીરોટીની ચિંતામાં પડેલાં રહે છે તથા પશુજીવનની જરૂરિયાતોથી ઉપર કોઈ વસ્તુ તરફ ધ્યાન આપવાનો તેમને મોકો જ મળતો નથી એટલા માટે દીન અને તેની મર્યાદાઓથી અજાણ રહેવાની શકયતાઓ તેમના માટે વધારે છે.

અહીં આ હકીકત તરફ પણ ઈશારો કરી દેવાનું અયોગ્ય નહીં ગણાય કે આ આયતોના ઊતરાણના લગભગ બે વર્ષ પછી હઝરત અબૂબક્ર રદિ.ની ખિલાફતના આરંભકાળમાં ઇસ્લામ ધર્મનો ત્યાગ (ઇર્તિદાદ)

وَ السّٰبِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهٰجِرِيْنَ وَ الْاَنْصَارِ وَ الَّذِيْنَ
اتَّبَعُوْهُمْ بِاِحْسَانٍ ۙ رَّضِيَ اللّٰهُ عَنْهُمْ وَ رَضُوْا عَنْهُ وَ اَعَدَّ
لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ تَحْتَهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ ذٰلِكَ
الْفَوْزُ الْعَظِيْمُ ﴿۱۰۰﴾ وَ مِمَّنْ حَوْلَكُمْ مِّنَ الْاَعْرَابِ مُنٰفِقُوْنَ ؕ
وَ مِنْ اَهْلِ الْمَدِيْنَةِ ؔۛ مَرَدُوْا عَلَى النِّفَاقِ ۟ لَا تَعْلَمُهُمْ ؕ نَحْنُ
نَعْلَمُهُمْ ؕ سَنُعَذِّبُهُمْ مَّرَّتَيْنِ ثُمَّ يُرَدُّوْنَ اِلٰى عَذَابٍ عَظِيْمٍ ﴿۱۰۱﴾ ۚ

**એ હિજરતીઓ અને અનસારીઓ કે જેમણે ઈમાનનો સાદ પડતાં લબ્બૈક કહેવામાં પહેલ કરી, આ ઉપરાંત તે જે પછીથી પ્રમાણિકતાપૂર્વક તેમની પાછળ આવ્યાં, અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી પ્રસન્ન થયાં, અલ્લાહે તેમના માટે એવાં બાગ તૈયાર કરી રાખ્યાં છે જેમની નીચે નદીઓ વહેતી હશે અને તેઓ તેમાં હંમેશાં રહેશે, આ જ ભવ્ય સફળતા છે.**

**તમારી આસપાસ જે બદૂ આરબો રહે છે તેમની અંદર ઘણાં દંભીઓ છે અને આવી જ રીતે સ્વયં મદીનાના રહેવાસીઓમાં પણ દંભીઓ રહેલાં છે જે દંભમાં નિપુણ થઈ ગયાં છે. તમે તેમને નથી જાણતાં, અમે તેમને જાણીએ છીએ.[૯૭] એ સમય નજીક જ છે જ્યારે અમે તેમને બમણી સજા[૯૮] આપીશું પછી તેમને વધારે મોટી સજા માટે પાછા લાવવામાં આવશે.**

તથા ઝકાત આપવાનો ઇનકાર કરવાનો જે ફિત્નો ઊભો થયો હતો તેના કારણોમાં એક સૌથી મોટું કારણ આ જ હતું જેનો ઉલ્લેખ આ આયતોમાં કરવામાં આવ્યો છે.

(૯૬) આનો અર્થ આ છે કે જે ઝકાતની તેમની પાસેથી વસૂલાત કરવામાં આવે છે તેને તેઓ એક દંડ માને છે. મુસાફરોને જમાડવા તથા તેમની મહેમાનગતિની જે ફરજ તેમની ઉપર મૂકવામાં આવી છે તે તેમને બહુ જ ખૂંચે છે અને જો કોઈ લડાઈના સમયે આ લોકો ફાળો પણ આપે છે ત્યારે દિલની લાગણીથી ખુદાની પ્રસન્નતા પામવા ખાતર આપતાં નથી બલકે કમને પોતાની વફાદારીનો વિશ્વાસ કરાવવા માટે આપે છે.

(૯૭) એટલે કે તેમના દંભને છુપાવવામાં તેઓ એટલા પારંગત થઈ ગયાં છે કે નબી સ.અ.વ. પોતે પણ આપની પૂર્ણકક્ષાની બુદ્ધિ છતાં તેમને ઓળખી શકતાં ન હતાં.

(૯૮) બમણી સજાનો અર્થ આ છે કે એક તરફ તો એ દુનિયા જેના મોહમાં પડીને તેમણે ઈમાન અને નિખાલસતાને બદલે દંભ અને ગદ્દારીનો માર્ગ અપનાવ્યો છે, તેમના હાથમાંથી જતી રહેશે અને આ માલ અને

وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا بِذُنُوْبِهِمْ خَلَطُوْا عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا ؕ
عَسَى اللّٰهُ اَنْ يَّتُوْبَ عَلَيْهِمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۰۲﴾ خُذْ مِنْ
اَمْوَالِهِمْ صَدَقَةً تُطَهِّرُهُمْ وَتُزَكِّيْهِمْ بِهَا وَصَلِّ عَلَيْهِمْ ؕ اِنَّ
صَلٰوتَكَ سَكَنٌ لَّهُمْ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۱۰۳﴾ اَلَمْ يَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ هُوَ
يَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهٖ وَيَاْخُذُ الصَّدَقٰتِ وَاَنَّ اللّٰهَ هُوَ التَّوَّابُ
الرَّحِيْمُ ﴿۱۰۴﴾ وَقُلِ اعْمَلُوْا فَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ وَرَسُوْلُهٗ وَالْمُؤْمِنُوْنَ ؕ

---

**બીજા કેટલાંક લોકો છે જેમણે પોતાના ગુનાઓની કબૂલાત કરી લીધી છે. તેમનું વર્તન મિશ્ર છે, થોડો નેક છે અને થોડો બદ. દૂર નથી કે અલ્લાહ તેમની ઉપર ફરીથી મહેરબાન થઈ જાય કેમ કે તે દરગુજર કરનાર અને દયાળુ છે. હે નબી, તમે તેમના માલમાંથી સદકો લઈને તેમને શુદ્ધ કરો અને (નેકીની રાહમાં) તેમને આગળ વધારો અને તેમના માટે કૃપાની દુઆ કરો કેમ કે તમારી દુઆ તેમના માટે સાંત્વનનું કારણ બનશે, અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે. શું આ લોકોને ખબર નથી કે તે અલ્લાહ જ છે જે તેના બંદાઓની તોબા કબૂલ કરે છે અને તેમના દાનને સ્વીકૃતિ આપે છે, અને આ કે અલ્લાહ ઘણો માફ કરનાર અને દયાળુ છે ? અને હે નબી, આ લોકોને કહી દો કે તમે અમલ કર્યે જાઓ, અલ્લાહ અને તેનો પયગમ્બર અને મોમિનો સૌ જોશે કે તમારું વર્તન હવે કેવું રહે છે.[૯૯]**

---

હોદ્દા અને આબરૂ મળવાને બદલે ઊલટાના અપમાન અને નિષ્ફળતા પામશે. બીજી તરફ જે અભિયાનને આ લોકો નિષ્ફળ જોવા માગે છે, તથા તેમની ચાલબાજીઓ વડે નિષ્ફળ બનાવવા માગે છે તે તેમની ઈચ્છાઓ અને પ્રયત્નો છતાં તેમની નજરો સમક્ષ પ્રગતિ કરશે.

(૯૯) અહીં ઈમાનના જૂઠ્ઠા દાવેદાર અને ગુનેગાર મોમિન વચ્ચેનો તફાવત સ્પષ્ટપણે દર્શાવી દેવામાં આવ્યો છે. જે માણસ ઈમાનનો દાવો કરે છે પરંતુ હકીકતમાં ખુદા અને તેના દીન તથા મુસલમાનોના સમુદાય સાથે કોઈ નિખાલસતા ધરાવતો નથી તેની નિખાલસતાના અભાવનો પુરાવો જો તેની કામ કરવાની શૈલીમાંથી મળી જાય તો તેની સાથે કડક વલણ અપનાવવામાં આવશે. ખુદાના માર્ગમાં ખર્ચ કરવા માટે તે કોઈ માલ આપે ત્યારે તેને રદ કરી દેવામાં આવશે. તે અવસાન પામે ત્યારે ન તો મુસલમાનો તેની જનાઝાની નમાઝ પઢશે, ન તો કોઈ મુસલમાન તેના માટે માફીની દુઆ કરશે, ભલે પછી તે તેનો પિતા કે ભાઈ જ કેમ ન હોય. આનાથી વિરૂદ્ધ જે માણસ મુસલમાન હોય અને તેના હાથે કોઈ નિખાલસતા વિનાનું કામ થઈ જાય ત્યારે જો તે તેના ગુનાનો

એકરાર કરી લે તો તેને માફ પણ કરી દેવામાં આવશે, તેનું દાન પણ સ્વીકારવામાં આવશે અને તેના માટે કૃપાની પ્રાર્થના પણ કરવામાં આવશે. હવે આ વાત કે કોઈ માણસને નિખાલસતા વિનાનું કામ કરવા છતાં દંભીને બદલે માત્ર ગુન્હેગાર મુસલમાન માનવો, તો આ વાત ત્રણ માપદંડો વડે ચકાસવામાં આવશે જેની તરફ આ આયતોમાં ઈશારો કરવામાં આવ્યો છે :

(૧) તે પોતાના ગુના માટે લૂલા બહાનાં અને અર્થઘટનો અને કારણો રજૂ નહીં કરે બલકે જે ગુનો થયો છે તેને સીધી રીતે સ્પષ્ટપણે માની લેશે.

(૨) તેના અગાઉના કામો ઉપર નજર નાખીને જોવામાં આવશે કે તે નિખાલસતાના અભાવનો કાયમી ગુનેગાર તો નથી ને ? જો પહેલાં તે માણસ સમાજનો એક નેક માણસ રહ્યો હોય અને તેની કારકિર્દીમાં નિખાલસ સેવાઓ, બલિદાનો અને કુરબાનીઓ અને ભલાઈના કામોમાં આગળ વધીને કામ કરવાનો રેકર્ડ ધરાવતો હોય તો માની લેવામાં આવશે કે અત્યારે જે ગુનો તેના હાથે થયો છે તે ઈમાન અને નિખાલસતાના અભાવનું પરિણામ નથી બલકે ફકત એક નબળાઈ છે જે હંગામી રીતે પ્રદર્શિત થઈ ગઈ છે.

(૩) તેની ભાવિ કામગીરી ઉપર નજર રાખવામાં આવશે કે શું તેની ગુનાની કબૂલાત માત્ર મૌખિક છે કે પછી હકીકતમાં તેની અંદર પસ્તાવાનો એક ઊંડો ભાવ રહેલો છે. જો તે પોતાના ગુનાની ભરપાઈ માટે બેચેન દેખાય અને તેની દરેક વાત ઉપરથી દેખાઈ આવતું હોય કે જે ઈમાનની ખામીનું ચિત્ર તેના જીવનમાં ઉપસી આવ્યું હતું તેને ભૂંસી નાખવા માટે અને નાબૂદ કરવા માટે તેમજ સુધારવા માટે તે ભારે પ્રયાસ કરી રહ્યો છે ત્યારે માનવામાં આવશે કે તે વાસ્તવમાં દિલગીર છે અને આ દિલગીરી જ તેના ઈમાન અને નિખાલસતાની દલીલ ગણાશે.

હદીસવેત્તાઓએ આ આયતના ઊતરાણના સંજોગોનો જે કિસ્સો વર્ણવ્યો છે તેના ઉપરથી આ વિષય અરીસાની જેમ સ્પષ્ટ થઈ જાય છે. તેઓ કહે છે કે આ આયતો અબૂ લુબાબા બિન અલમૂનઝિર રદિ. અને તેમના છ સાથીદારોના મામલામાં ઊતરી હતી. અબૂ લુબાબા રદિ. એ લોકોમાંથી હતાં જે બૈઅતેઉકબા વખતે હિજરત અગાઉ મુસલમાન થયા હતાં. પછી બદ્રની લડાઈ, ઉહુદની લડાઈ અને બીજી કૂચોમાં નિયમિત રીતે સામેલ થતા રહ્યાં. પરંતુ તબૂકની લડાઈ પ્રસંગે મનની નબળાઈ તેમની ઉપર છવાઈ ગઈ અને તેઓ કોઈ વ્યાજબી કારણ વિના બેઠા રહી ગયાં. આવા જ નિખાલસ તેમના બીજા સાથીદારો પણ હતાં અને તેમના દ્વારા પણ આ કમજોરી પ્રદર્શિત થઈ ગઈ. જયારે નબી સ.અ.વ. તબૂકની લડાઈમાંથી પાછા ફર્યા અને આ લોકોને ખબર પડી કે પાછળ રહી જનારા લોકો વિષે અલ્લાહ અને પયગમ્બરનો મત શું છે ત્યારે તેમને ભારે પસ્તાવો થયો. કોઈ પૂછપરછ થાય એ પહેલાં જ તેમણે જાતે જ પોતાને એક થાંભલા સાથે બાંધી લીધાં અને કહ્યું કે અમારી ઉપર ઊંઘ અને ખોરાક બન્ને હરામ છે જયાં સુધી અમને માફ કરી દેવામાં ન આવે અથવા તો અમે મરી જઈએ. આમ, ઘણાં દિવસ સુધી તેઓ આવી જ રીતે ખાધા-પીધા વિના અને ઊંઘ વિના બંધાયેલા રહ્યાં, એટલે સુધી કે બેહોશ થઈને પડી ગયાં. છેવટે જયારે તેમને જણાવવામાં આવ્યું કે અલ્લાહ અને તેના પયગમ્બરે તમને માફ કરી દીધાં ત્યારે તેમણે નબી સ.અ.વ.ને વિનંતી કરીને કહ્યું કે અમારી તોબામાં આ પણ આવી જાય છે કે જે ઘરના આરામે અમને અમારા કર્તવ્યથી ગાફેલ કર્યા તેને અને અમારા તમામ માલને ખુદાના માર્ગમાં આપી દઈએ ? પરંતુ નબી સ.અ.વ.એ કહ્યું કે બધો જ માલ આપી દેવાની જરૂર નથી, માત્ર એક તૃતિયાંશ પૂરતું છે. તો તે માલ તેમણે તે જ વખતે અલ્લાહના માર્ગમાં વકફ કરી દીધો. આ કિસ્સા ઉપર વિચાર કરવાથી સ્પષ્ટપણે જણાઈ આવે છે કે ખુદાને ત્યાં માફી કઈ પ્રકારની નબળાઈઓ માટે છે. આ બધાં લોકો જૂની ટેવવાળા નિખાલસતા વિહોણા માણસો ન હતાં બલકે તેમની અગાઉની કારકિર્દી તેમની ઈમાનની નિખાલસતા માટે દલીલ હતી. એમાંથી કોઈએ પણ બહાનાં

وَسَتُرَدُّوْنَ اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ﴿١٠٥﴾ وَاٰخَرُوْنَ مُرْجَوْنَ لِاَمْرِ اللّٰهِ اِمَّا يُعَذِّبُهُمْ وَاِمَّا
يَتُوْبُ عَلَيْهِمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١٠٦﴾ وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا
ضِرَارًا وَّكُفْرًا وَّتَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ وَاِرْصَادًا لِّمَنْ حَارَبَ

**પછી તમે તેની તરફ પાછા લઈ જવાશો જે જાહેર અને ગેબ સર્વને જાણે છે, અને તે તમને જણાવી દેશે કે તમે શું કરતા રહ્યાં છો.[૧૦૦]**

**કેટલાંક બીજા લોકો છે જેમનો મામલો હજી અલ્લાહનો હુકમ આવવા પર થોભેલો છે, ચાહે તેમને સજા આપે અને ચાહે તેમની ઉપર ફરી મહેરબાન થઈજાય. અલ્લાહ બધું જ જાણે છે અને ડહાપણવાળો છે.[૧૦૧]**

**બીજા કેટલાંક લોકો છે જેમણે એક મસ્જિદ આ આશયથી બાંધી કે (સત્યના સંદેશને) નુકસાન પહોંચાડે, અને (ખુદાની બંદગી કરવાને બદલે) કુફ્ર કરે અને ઈમાનવાળાઓમાં કુસંપ પેદા કરે. અને (આ દેખીતી ઈબાદતગાહને) એ માણસ માટે છૂપાઈને હુમલો કરવાનું સ્થળ બનાવે જે આ અગાઉ અલ્લાહ અને તેના પયગમ્બર**

ઘડ્યા નહીં બલકે પોતાનો ગુનો જાતે જ ગુનો માની લીધો. તેમણે ગુનાની કબૂલાતની સાથે પોતાના વર્તનથી પુરવાર કરી દીધું કે તેઓ ખરેખર ખૂબ જ પસ્તાવો કરે છે અને પોતાના આ ગુનાની ભરપાઈ માટે ભારે બેચેન છે.

આના અનુસંધાનમાં બીજો એક મુદ્દો પણ નજર સમક્ષ રાખવો જોઈએ જે આ આયતમાં વર્ણવવામાં આવ્યો છે. તે આ કે ગુનાઓની ભરપાઈ માટે મૌખિક અને હૃદયપૂર્વકની તોબાની સાથોસાથ અમલ દ્વારા તોબા પણ હોવી જોઈએ, અને અમલ ધ્વારા તોબાનું એક રૂપ આ છે કે માણસ અલ્લાહના માર્ગમાં તેનો માલ સદકામાં આપે. આવી રીતે એ ગંદકી જે મનની અંદર ઉછરી રહી હતી તથા જેના કારણે માણસ દ્વારા ગુનાહિત કૃત્ય થયું હતું તે દૂર થઈ જાય છે અને ભલાઈની તરફ પાછા ફરવાની શક્તિ વધે છે. ગુનો કર્યા પછી તેની કબૂલાત કરવી એવું છે જાણે કે એક માણસ કે જે ખાડામાં પડી ગયો હતો, તેના પડી જવાને જાતે જ અનુભવે. પછી તેના ગુના બદલ તેના પસ્તાવવાનો અર્થ આ છે કે તે એ ખાડાને તેના માટે તદ્દન ખરાબ ઠેકાણું માને છે અને તેની આ હાલતથી તે ભારે તકલીફમાં છે. ત્યારપછી પોતાના દાન-સદકા તથા બીજી નેકીઓ વડે તેની ભરપાઈનો પ્રયત્ન કરવો જાણે કે ખાડામાંથી બહાર નીકળવા માટે ભારે પ્રયત્ન કરવો છે.

(૧૦૦) આનો અર્થ આ છે કે છેવટે મામલો એ ખુદાના હવાલે છે જેનાથી કોઈ વસ્તુ છૂપી રહી શકતી નથી. એટલા માટે ધારો કે જો કોઈ માણસ દુનિયામાં તેનો દંભ છૂપાવવામાં સફળ થઈ જાય અને લોકો જે જે માપદંડો વડે એક માણસના ઈમાન અને તેની નિખાલસતાને ચકાસી શકે છે તે તમામમાં તે પૂરો ઊતરે તો પણ

اللّٰهَ وَ رَسُوْلَهٗ مِنْ قَبْلُ ؕ وَ لَيَحْلِفُنَّ اِنْ اَرَدْنَاۤ اِلَّا الْحُسْنٰى ؕ
وَ اللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝١٠٧ لَا تَقُمْ فِيْهِ اَبَدًا ؕ لَمَسْجِدٌ
اُسِّسَ عَلَى التَّقْوٰى مِنْ اَوَّلِ يَوْمٍ اَحَقُّ اَنْ تَقُوْمَ فِيْهِ ؕ فِيْهِ
رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا ؕ وَ اللّٰهُ يُحِبُّ الْمُطَّهِّرِيْنَ ۝١٠٨

**વિરુદ્ધ લડી ચૂકયો છે. તેઓ જરૂર સોગંદો ખાઈ ખાઈને કહેશે કે અમારો ઈરાદો તો ભલાઈ સિવાય કોઈ બીજી વસ્તુનો ન હતો. પરંતુ અલ્લાહ સાક્ષી છે કે તેઓ તદ્દન જૂઠ્ઠાં છે. તમે કદાપિ એ ઈમારતમાં ઊભા ન રહેતાં. જે મસ્જિદ પ્રથમ દિવસથી જ સંયમ ઉપર સ્થાપવામાં આવી છે તે જ આના માટે વધારે યોગ્ય છે કે તમે તેમાં (ઈબાદત માટે) ઊભાં રહો, તેમાં એવાં લોકો છે જે પાક રહેવાનું પસંદ કરે છે અને અલ્લાહને પાકી અપનાવનારા જ પસંદ છે.**[૧૦૨]

આ માનવું જોઈએ નહીં કે તે દંભની સજા મેળવવામાંથી બચી ગયો છે.

(૧૦૧) આ લોકો એવા કે જેમનો મામલો શંકાવાળો હતો, ન તો તેમના દંભી હોવા અંગે નિર્ણય કરી શકાતો હતો, ન તો તેમના ગુનેગાર મોમિન હોવા અંગે. આ બન્ને વસ્તુઓના ચિહ્નો હજુ પૂરેપૂરાં બહાર આવ્યા ન હતાં. એટલા માટે અલ્લાહતઆલાએ તેમના મામલાને મુલતવી રાખ્યો, એ અર્થમાં નહીં કે વાસ્તવમાં ખુદાની સામે મામલો શંકાવાળો હતો, બલકે આ અર્થમાં કે મુસલમાનોએ કોઈ પણ માણસ અથવા જૂથના મામલામાં તેમનું વર્તન ત્યાં સુધી નકકી કરવું જોઈએ નહીં જયાં સુધી તેની સ્થિતિ એવી નિશાનીઓ વડે સ્પષ્ટ ન થઈ જાય જે ઇલ્મેગૈબ વડે નહીં પરંતુ ઇન્દ્રિયજ્ઞાન તથા બુદ્ધિ વડે ચકાસી શકાતી હોય.

(૧૦૨) નબી સ.અ.વ. મદીના પહોંચ્યા તે પહેલાં ખઝરજ કબીલામાં એક માણસ અબૂ આમિર નામનો હતો જે જહાલતના જમાનામાં ખ્રિસ્તી સંન્યાસી બની ગયો હતો. તેની ગણના એહલેકિતાબના વિદ્વાનોમાં થતી હતી અને સંન્યાસના કારણે તેની માનભરી વિદ્વત્તાની સાથે તેના સંન્યાસનો સિકકો પણ મદીના અને આસપાસના અભણ આરબોમાં ચાલતો હતો. નબી સ.અ.વ. મદીના પહોંચ્યાં ત્યારે તેનું સંતપણું પુરજોશમાં ચાલી રહ્યું હતું પરંતુ આ વિદ્વત્તા અને આ સંન્યાસ તેની અંદર સત્યની શોધ અને સત્યની ઓળખની ભાવના જન્માવવાને બદલે ઊલટાના તેના માટે એક મજબૂત દીવાલ બની ગયાં અને આ દીવાલનું પરિણામ આ આવ્યું કે નબી સ.અ.વ.ના આગમન પછી તે ઈમાનની નિયામતથી ફકત વંચિત જ ન રહ્યો બલકે આપને તેના સંતપણાના હરીફ તેમજ તેના સંન્યાસના ધંધાના દુશ્મન માનીને આપનો અને આપના કામનો વિરોધ કરવા માટે કટિબદ્ધ થઈ ગયો. પહેલા બે વર્ષ સુધી તો તેને આ આશા રહી કે મકકાના કાફિરોની શક્તિ જ ઇસ્લામને ખતમ કરી દેવા માટે પૂરતી સાબિત થશે. પરંતુ બદ્રમાં જયારે કુરૈશે ભારે હાર ખાધી ત્યારે તેની સહન શક્તિ રહી નહીં. એ જ વર્ષે તે મદીનામાંથી નીકળી ગયો અને તેણે કુરૈશ અને બીજા આરબ કબીલાઓમાં ઇસ્લામની વિરૂદ્ધ

# اَفَمَنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى تَقْوٰى مِنَ اللّٰهِ وَ رِضْوَانٍ خَيْرٌ

**તો પછી તમે શું માનો છો કે વધારે સારો માણસ એ છે જેણે તેની ઈમારતનો પાયો અલ્લાહના ડર અને તેની પ્રસન્નતાની ચાહત ઉપર**

પ્રચાર શરૂ કરી દીધો. ઉહુદની લડાઈ જે લોકોની પ્રવૃત્તિઓના લીધે ઊભી થઈ હતી તે લોકોમાં આ પણ સામેલ હતો અને એમ કહેવાય છે કે ઉહુદની લડાઈના મેદાનમાં તેણે જે ખાડા ખોદાવડાવ્યા હતાં તેમાંથી એકમાં નબી સ.અ.વ. પડી જવાથી ઈજાગ્રસ્ત થયા હતાં. બીજું, અહ્ઝાબની લડાઈમાં જે લશ્કરો ચારેય બાજુથી મદીના ઉપર હુમલો લઈ આવ્યા હતાં તેમને હુમલો કરાવવામાં પણ તેની નોંધપાત્ર ભૂમિકા હતી. ત્યાર પછી હુનૈનની લડાઈ સુધી જેટલી પણ લડાઈઓ આરબ મુશ્રિકો અને મુસલમાનો વચ્ચે થઈ એ તમામમાં આ ખ્રિસ્તી સંન્યાસી ઈસ્લામની વિરૂદ્ધ શિર્કનો સક્રિય હિમાયતી રહ્યો. છેવટે તે એ વાતથી હતાશ થઈ ગયો કે અરબસ્તાનની કોઈ પણ શક્તિ ઈસ્લામના પૂરને ખાળી શકશે. એટલા માટે તેણે અરબસ્તાન છોડીને રોમની દિશા પકડી કે જેથી કૈસરને આ ''ખતરા'' સામે ચેતવે જે અરબસ્તાનમાંથી માથું ઊંચકી રહ્યું હતું. આ એ જ પ્રસંગ હતો જયારે મદીનામાં આ સમાચાર પહોંચ્યાં કે કૈસર અરબસ્તાન ઉપર ચઢાઈ કરવાની તૈયારીઓ કરી રહ્યો છે અને તેને અટકાવવા માટે નબી સ.અ.વ.ને તબૂકની લડાઈ માટે નીકળવું પડ્યું.

ખ્રિસ્તી સંન્યાસી અબૂઆમિરની આ તમામ પ્રવૃત્તિઓમાં મદીનાના દંભીઓનું એક જૂથ પણ કાવતરામાં સામેલ હતું અને તેની છેલ્લી દરખાસ્તમાં પણ આ લોકો તેના સાથી હતાં કે તે તેના ધાર્મિક પ્રભાવનો ઉપયોગ કરીને ઈસ્લામની વિરૂદ્ધ રોમના કૈસર અને ઉત્તર અરબસ્તાનના ખ્રિસ્તી રાજયો પાસેથી લશ્કરી મદદ મેળવે. જયારે તે રોમ તરફ જવા માટે રવાના થયો ત્યારે તેની અને આ દંભીઓની વચ્ચે એક કરાર થયો કે મદીનામાં આ લોકો તેમની પોતાની એક અલગ મસ્જિદ બનાવી લેશે કે જેથી સામાન્ય મુસલમાનોથી દૂર રહીને દંભી મુસલમાનોની અલગ જૂથબંધી એવી રીતે કરી શકાય કે તેની ઉપર ધર્મનો પડદો પડેલો રહે અને સહેલાઈથી તેની ઉપર કોઈ શંકા કરી ન શકાય, અને ત્યાં દંભીઓ ફકત સંગઠિત જ ન થાય અને ભાવિ યોજનાઓ માટે મસલત જ ન કરી શકે, બલકે અબૂ આમિરની પાસેથી જે જાસૂસો સમાચાર અને સૂચનાઓ લઈને આવે તે પણ શંકા ન કરી શકાય તેવા ફકીરો અને મુસાફરોના વેશમાં આ મસ્જિદમાં રોકાઈ શકે. આ હતું એ નાપાક ષડ્યંત્ર જેની હેઠળ આ મસ્જિદ બાંધવામાં આવી હતી જેનો આ આયતોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. મદીનામાં એ વખતે બે મસ્જિદો હતી, એક મસ્જિદેકુબા જે શહેરના પરા વિસ્તારમાં હતી અને બીજી મસ્જિદે નબવી જે શહેરમાં હતી. આ બે મસ્જિદોની હાજરીમાં એક ત્રીજી મસ્જિદ બનાવવાની કોઈ જરૂરિયાત ન હતી અને એ જમાનો એવી મૂર્ખામીભરી ધાર્મિકતાનો ન હતો કે મસ્જિદના નામે એક ઈમારત ઊભી કરી દેવી એ પોતે પુણ્યનું કામ હોય પછી ભલે તેની જરૂર હોય કે ન હોય બલકે આનાથી ઊલટું, એક નવી મસ્જિદ બંધાવવાનો અર્થ આ હતો કે મુસલમાનોના સમાજમાં બિનજરૂરી રીતે મતભેદ ઊભો થાય જેને કોઈ પણ તંદુરસ્ત ઈસ્લામી વ્યવસ્થા કોઈ પણ સંજોગોમાં ચલાવી લઈ શકે નહીં. એટલા જ માટે આ લોકો મજબૂર બન્યાં કે તેમની અલગ મસ્જિદ બનાવતાં પહેલાં તેની જરૂરિયાત સાબિત કરે. આમ, તેમણે નબી સ.અ.વ.ની સમક્ષ આ નવીન બાંધકામ માટે એવી જરૂરિયાત રજૂ કરી કે ચોમાસામાં અને શિયાળાની રાતોમાં સામાન્ય લોકોને, અને ખાસ કરીને વૃદ્ધો અને અપંગોને કે જે એ બન્ને મસ્જિદોથી થોડી દૂર રહે છે, તેમના માટે પાંચેય વખત મસ્જિદમાં હાજરી આપવામાં

اَمْ مَّنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى شَفَا جُرُفٍ هَارٍ فَانْهَارَ بِهٖ
فِىْ نَارِ جَهَنَّمَ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿١٠٩﴾ لَا يَزَالُ

**રચેલ હોય અથવા એ જેણે તેની ઈમારત એક તળેટીની પોકળ પાયા વગરની ધાર[૧૦૩] ઉપર ઊભી કરી અને જે તેને લઈને સીધી જહન્નમની આગમાં જઈ પડી ? આવા જુલમી લોકોને અલ્લાહ કદાપિ સીધો માર્ગ દેખાડતો નથી.[૧૦૪] આ ઈમારત**

મુશ્કેલી પડે છે એટલા માટે અમે માત્ર નમાઝી લોકોની સવલત માટે આ એક નવી મસ્જિદ બાંધવા માગીએ છીએ.

આ શુદ્ધ ઈરાદાઓના દેખાડાની સાથે જ્યારે આ મસ્જિદેઝિરાર બનીને તૈયાર થઈ ત્યારે આ દુર્જનો નબી સ.અ.વ.ની પાસે આવ્યાં અને આપને વિનંતી કરી કે આપ એક વખત જાતે નમાઝ પઢાવીને અમારી મસ્જિદનું ઉદ્‌ઘાટન કરે. પરંતુ નબી સ.અ.વ.એ આ કહીને ટાળી દીધું કે ''અત્યારે હું લડાઈની તૈયારીઓમાં વ્યસ્ત છું અને એક મોટી લડાઈ સામે છે. આ લડાઈમાંથી પાછો આવીને વિચારીશ.'' ત્યારપછી નબી સ.અ.વ. તબૂક તરફ રવાના થઈ ગયાં અને આપની પાછળ આ લોકો આ મસ્જિદમાં તેમની જૂથબંધી તથા ષડ્‌યંત્રો કરતા રહ્યાં, એટલે સુધી કે તેમણે આ પણ નક્કી કરી લીધું કે ત્યાં રોમનોના હાથે મુસલમાનોની હાર થાય અને અહીં આ લોકો તરત જ અબ્દુલ્લાહ બિન ઉબૈયની તાજપોશી કરી દે. પરંતુ તબૂકમાં જે મામલો સામે આવ્યો તેણે આ લોકોની બધી જ આશાઓ ઉપર પાણી ફેરવી દીધું. પાછા આવ્યા પછી જ્યારે નબી સ.અ.વ. મદીનાની નજીક ઝીઅદાન મુકામે પહોંચ્યાં ત્યારે આ આયતો ઊતરી અને નબી સ.અ.વ.એ એ જ વખતે થોડા માણસોને મદીના તરફ મોકલી લીધાં કે આપ શહેરમાં પ્રવેશે એ પહેલાં જ તેઓ એ મસ્જિદેઝિરારને ધ્વસ્ત કરી દે.

(૧૦૩) આયતમાં "جُرُف" શબ્દનો ઉપયોગ થયો છે જે અરબી ભાષામાં કોઈ નદી અથવા મોટી નદીના એ કિનારા માટે બોલાય છે જેની નીચેની માટીને પાણીએ કાપી કાપીને તેનું ધોવાણ કરી દીધું હોય અને ઉપરનો ભાગ આધાર વિના ટકેલો હોય. જે લોકો તેમના કામનો પાયો ખુદા પ્રત્યે નિર્ભયતા અને તેની પ્રસન્નતા પ્રત્યે લાપરવાઈ ઉપર મૂકે છે તેમના જીવનની ઈમારતને અહીં એ ઈમારત સાથે સરખાવવામાં આવી છે જે એક એક પોકળ પાયાવિહીન નદીના કાંઠા પર ઊભી કરવામાં આવી હોય. આ એક અનુપમ સરખામણી છે જેના કરતાં વધુ સારી રીતે આ પરિસ્થિતિનું ચિત્રણ કરી શકાય તેમ નથી. આનો પૂરો અર્થ સમજાવવા માટે એમ માનો કે દુનિયાના જીવનની એ બાહ્ય સપાટી કે જેની ઉપર મુસલમાન, દંભી, કાફિર, સદાચારી, ગુનેગાર, બધા જ પ્રકારના માણસો કામ કરે છે, તેઓ માટીની આ ઉપલી સપાટી જેવાં છે જેની ઉપર દુનિયામાં બધી જ ઈમારતો બનાવવામાં આવે છે. આ સપાટી પોતે કોઈ મજબૂતાઈ ધરાવતી નથી બલકે તેની મજબૂતાઈનો આધાર તેની નીચેની નક્કર જમીન હોય છે. જો કોઈ એવી સપાટી હોય કે જેની નીચેની જમીન કોઈ વસ્તુ દા.ત. નદીના પાણીથી ધોવાઈ ગઈ હોય તો જે અજાણ્યો માણસ તેની બાહ્ય સ્થિતિ જોઈને છેતરાઈ જઈ તેની ઉપર તેનું મકાન બનાવશે તે એ મકાન સમેત ધ્વસ્ત થઈ જશે, અને તે પોતે જ માર્યો નહીં જાય બલકે આ નબળા પાયા ઉપર ભરોસો કરીને તેણે જે કંઈ જીવનની મૂડી આ ઈમારત પાછળ લગાવી હશે તે પણ બરબાદ થઈ જશે. બરાબર આ જ દાખલા પ્રમાણે દુનિયાના જીવનની એ બાહ્ય સપાટી પણ છે જેની ઉપર આપણે બધાં આપણી જીવનની કારકિર્દીની ઈમારત ઊભી કરીએ છીએ, તે પોતે કોઈ મજબૂતાઈ ધરાવતી નથી બલકે તેની મજબૂતાઈનો આધાર તેની નીચે રહેલો ખુદાનો ખૌફ, તેની સમક્ષ

بُنْيَانُهُمُ الَّذِىْ بَنَوْا رِيْبَةً فِىْ قُلُوْبِهِمْ اِلَّاۤ اَنْ تَقَطَّعَ قُلُوْبُهُمْ ؕ

وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۱۱۰﴾ اِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ رુકૂઅ ૧૩

اَنْفُسَهُمْ وَ اَمْوَالَهُمْ بِاَنَّ لَهُمُ الْجَنَّةَ ؕ يُقَاتِلُوْنَ فِىْ سَبِيْلِ

اللّٰهِ فَيَقْتُلُوْنَ وَ يُقْتَلُوْنَ ۫ وَعْدًا عَلَيْهِ حَقًّا فِى التَّوْرٰىةِ وَ

**જે તેમણે બાંધી છે, હંમેશાં તેમના દિલોમાં અવિશ્વાસનું મૂળ બની રહેશે (જેના નીકળવાનો હવે કોઈ રસ્તો નથી) આના સિવાય કે તેમના દિલો જ ટુકડે-ટુકડાં થઈ જાય.[૧૦૫] અલ્લાહ ઘણો માહિતગાર અને ડહાપણવાળો છે. (રુકૂઅ ૧૩)**

**હકીકત આ છે કે અલ્લાહે મોમિનો પાસેથી તેમનાં પ્રાણ અને તેમનાં માલ જન્નતના બદલામાં ખરીદી લીધાં છે.[૧૦૬] તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે અને મારે અને મરે છે. તેમની સાથે (જન્નતનો વાયદો) અલ્લાહના શિરે એક પાકો વાયદો છે, તૌરાત અને**

જવાબ આપવાનો અહેસાસ અને તેની મરજીના પાલનની નક્કર શીલા ઉપર છે. જે મૂર્ખ માણસ માત્ર દુનિયાના બાહ્ય સ્વરૂપ ઉપર ભરોસો કરે છે અને દુનિયામાં ખુદાથી નિર્ભય બનીને તથા તેની પ્રસન્નતાથી લાપરવા થઈને વર્તે છે તે હકીકતમાં પોતે પોતાના જીવનની ઈમારત નીચેના તેના પાયાને પોકળ બનાવી દે છે અને તેનું અંતિમ પરિણામ આ જ આવે છે કે આ પાયા વિનાની સપાટી કે જેની ઉપર તેણે પોતાના જીવનભરની કારકિર્દીની મૂડી લગાવી છે, તે અચાનક એક દિવસે પડી જાય અને તેની સમગ્ર મૂડી સહિત ધ્વસ્ત થઈ જાય.

(૧૦૪) ''સીધો માર્ગ'' એટલે એ માર્ગ કે જેના વડે માનવી સફળતા પામે છે અને સાચી સફળતાના લક્ષ્ય ઉપર પહોંચે છે.

(૧૦૫) એટલે કે આ લોકોએ દંભી ચાલબાજીઓ અને દગાના આવડા મોટાં અપરાધો કરીને તેમના દિલોને હંમેશ માટે ઈમાનની પાત્રતાથી વંચિત કરી દીધાં છે અને અપ્રમાણિકતાનો રોગ એવી રીતે તેમના દિલોમાં કોષેકોષમાં વ્યાપી ગયો છે કે જ્યાં સુધી તેમના દિલ બાકી છે, આ રોગ પણ તેમની અંદર રહેશે. ખુદા સાથે કુફ્ર કરવા માટે જે માણસ ખુલ્લી રીતે દેવાલય બનાવે અથવા તેના દીન સામે લડવા માટે ખુલ્લા મોરચા માંડે, તેનું માર્ગદર્શન તો કોઈ ને કોઈ વખત થઈ શકે છે, કેમ કે તેની અંદર સચ્ચાઈ, નિખાલસતા અને નૈતિક હિંમતનો ગુણ તો મૂળભૂત રીતે સુરક્ષિત રહે છે જે સત્યવાદ માટે પણ આવી જ રીતે ઉપયોગી થઈ શકે છે જેવી રીતે અસત્યવાદના કામમાં આવે છે. પરંતુ જે કાયર, જુઠ્ઠો, ચાલબાજ અને લુચ્ચો માણસ કુફ્ર માટે મસ્જિદ બનાવે અને ખુદાના દીન સામે લડવા માટે ખુદાપરસ્તીનો છેતરામણો વેશ ધારણ કરે તેના ચારિત્ર્યને તો દંભની ઉધઈ ખાઈ ગયેલી હોય છે. તેની અંદર આ તાકાત જ ક્યાં રહી હોય છે કે નિખાલસ ઈમાનનો ભાર ઊપાડી શકે?

(૧૦૬) અહીં ઈમાનના એ મામલાને કે જે ખુદા અને બંદાની વચ્ચે નક્કી થાય છે સોદા તરીકે વર્ણવવામાં આવ્યો છે. આનો અર્થ આ છે કે ઈમાન માત્ર ગેબ અને પ્રાકૃતિક વસ્તુઓ ઉપરાંત જે વસ્તુઓ છે તેમાં

વિશ્વાસ જ નથી બલકે હકીકતમાં તે એક કરાર છે જેની રૂએ માણસ તેના અંતરાત્મા તથા તેના માલને ખુદાને વેચી દે છે અને તેના વળતર રૂપે ખુદા તરફથી એ વાયદાનો સ્વીકાર કરી લે છે કે મૃત્યુ પછી બીજા જીવનમાં તે તેને સ્વર્ગ એનાયત કરશે. આ મહત્ત્વના વિષયની પેટા બાબતોને સમજવા માટે એ જરૂરી છે કે સૌથી પહેલાં આ સોદાની હકીકતને સારી રીતે સમજી લેવામાં આવે.

જ્યાં સુધી મૂળ હકીકતને સંબંધ છે, મનુષ્યના જાન અને માલનો માલિક અલ્લાહતઆલા જ છે કેમ કે તે જ તેનો અને સમગ્ર વસ્તુઓનો સર્જક છે જે તેની પાસે છે અને તેણે જ તેને એ બધું આપેલું છે જે તે ભોગવી રહ્યો છે. એટલા માટે આ દૃષ્ટિએ તો ખરીદ-વેચાણનો કોઈ પ્રશ્ન જ ઊભો થતો નથી. ન તો માનવીનું પોતાનું કંઈ છે કે તેને વેચે, ન તો કોઈ પણ વસ્તુ ખુદાની માલિકીપણામાંથી બાકાત છે કે તે તેને ખરીદે. પરંતુ એક વસ્તુ માનવીની અંદર એવી પણ છે જેને અલ્લાહતઆલાએ સંપૂર્ણપણે તેને હવાલે કરી દીધી છે અને તે છે તેનો અધિકાર એટલે કે તે પસંદગી અને ઇરાદામાં સ્વતંત્ર હોવું, Free-will and freedom of choice. આ અધિકારની રૂએ વાસ્તવિકતા તો બદલાતી નથી પરંતુ માનવીને આ બાબતમાં સ્વાયત્તતા મળી જાય છે કે ચાહે તો હકીકતને સ્વીકારે, નહીં તો ઇનકાર કરી દે. બીજા શબ્દોમાં, આ અધિકારનો અર્થ આ નથી કે માનવી હકીકતમાં તેના મનનો અને તેની બુદ્ધિ અને શરીરની શક્તિઓનો, તથા એ સત્તાઓનો કે જે તેને દુનિયામાં મળેલી છે, માલિક થઈ ગયો છે અને તેને આ અધિકાર મળી ગયો છે કે આ વસ્તુઓનો જેવી રીતે ચાહે ઉપયોગ કરે. પરંતુ આનો અર્થ માત્ર આટલો જ છે કે તેને આ બાબતમાં સ્વતંત્રતા બક્ષવામાં આવેલી છે કે ખુદા તરફથી કોઈ જોહુકમી વિના તે જાતે જ પોતાની જાત ઉપર અને પોતાની દરેક વસ્તુ ઉપર ખુદાના માલિકી હક્કનો સ્વીકાર કરવા માગે તો સ્વીકારે, નહીં તો પોતે જ પોતાનો માલિક બનીને રહે તથા પોતાના મનમાં એમ ધારી લે કે તે ખુદાથી બેપરવા થઈને પોતાના અધિકારની સીમાઓમાં પોતાની ઇચ્છા પ્રમાણે ભોગવટો કરવાનો હક્ક ધરાવે છે. આ જ એ મુકામ છે કે જ્યાંથી સોદાનો સવાલ ઉદ્ભવે છે. હકીકતમાં આ સોદો આ અર્થમાં નથી કે જે વસ્તુ માનવીની છે તેને ખુદા ખરીદી લેવા માગે છે. બલકે આ મામલાની સાચી હકીકત આ છે કે જે વસ્તુ ખુદાની છે અને જેને તેણે અમાનતના રૂપમાં માનવીને હવાલે કરી છે અને જેમાં પ્રમાણિક રહેવાની અથવા અપ્રમાણિક બની જવાની સ્વતંત્રતા માનવીને આપી દીધી છે, તેના વિષે તે માનવી પાસે માગણી કરે છે કે તું ખુશી ખુશી (નહીં કે મજબૂરીથી) મારી વસ્તુને મારી જ વસ્તુ માની લે અને જીવનભર તેમાં સ્વાયત્ત માલિકની હેસિયતથી નહીં બલકે અમાનતદારની હેસિયતથી ભોગવટો કરવાનું કબૂલ કરી લે, અને અપ્રમાણિકતા આચરવાની જે સ્વતંત્રતા મેં તને આપેલી છે તેને જાતે જ ત્યજી દે. આવી રીતે જો દુનિયાના આ હંગામી જીવનમાં તારી સ્વાયત્તતાને (જે તારી પ્રાપ્ત કરેલી નહીં પરંતુ મારી આપેલી છે) મને વેચી દેશે તો હું તને પછીના અમર જીવનમાં તેની કિંમત સ્વર્ગના રૂપમાં ચુકવીશ. જે માનવી ખુદાની સાથે સોદાનો આ મામલો નકકી કરી લે તે મુસલમાન છે અને ઈમાન હકીકતમાં આ જ સોદાનું બીજું નામ છે અને જે માણસ આનો ઇનકાર કરી દે અથવા એકરાર કરવા છતાં એવું વર્તન અપનાવે જે સોદો ન કરવાના રૂપમાં જ અપનાવી શકાય છે તે કાફિર છે અને આ સોદો કરવાથી દૂર રહેવાનું પારિભાષિક નામ કુફ્ર છે.

સોદાની આ હકીકતને સમજી લીધા પછી હવે તેની પેટા બાબતોનું વિશ્લેષણ કરીએ !

(૧) આ મામલામાં અલ્લાહતઆલાએ માનવીને બે મોટી અજમાયશોમાં નાખ્યો છે. પહેલી અજમાયશ આ વાતની કે સ્વતંત્ર છોડી દીધા પછી આટલી સજ્જનતા દેખાડે છે કે નહીં કે માલિકને જ માલિક માને અને બેવફાઈ અને વિદ્રોહ કરવા ન માંડે. બીજી અજમાયશ આ વાતની કે તે પોતાના ખુદા ઉપર એટલો ભરોસો કરે છે કે નહીં કે જે કિંમત આજે રોકડમાં મળી રહી નથી બલકે મૃત્યુ પછી બીજા જીવનમાં જેને ચૂકવવાનો ખુદા તરફથી વાયદો કરવામાં આવ્યો છે તેના અવેજમાં તેની આજની સ્વાયત્તતા અને તેની મજા વેચી દેવા માટે

ખુશીથી રાજી થઈ જાય.

(૨) દુનિયામાં શરીઅતના જે કાનૂન ઉપર ઈસ્લામી સમાજ રચાય છે તેની રૂએ તો ઈમાન ફકત કેટલાક અકીદાઓના એકરારનું નામ છે જેના પછી કોઈ કાયદાની અદાલત કોઈના માટે બિનમુસ્લિમ અથવા મિલ્લત બહાર હોવાનો હુકમ આપી શકતી નથી જયાં સુધી આ બાબતમાં કોઈ નક્કર પુરાવો તેને મળી ન જાય કે પોતાના એકરારમાં તે જુઠ્ઠો છે. પરંતુ ખુદાને ત્યાં જે ઈમાન વિશ્વસનીય છે તેની હકીકત આ છે કે માણસ આચાર અને વિચાર બન્નેમાં તેની અધિકારની આઝાદીને ખુદાને વેચી દે અને તેની તરફેણમાં માલિકી હક્કનો દાવો સંપૂર્ણપણે જતો કરે. તેથી જો કોઈ માણસ ઈસ્લામના કલમાનો એકરાર કરતો હોય અને નમાઝ, રોઝા વગેરે હુકમોનું પણ પાલન કરતો હોય પરંતુ તેના શરીર અને પ્રાણ, તેના હૃદય અને બુદ્ધિ અને તેના શરીરની શક્તિઓ, તેના ધન અને માલ-સામાન, અને તેના કબજા અને સત્તાધિકારમાં રહેલી તમામ વસ્તુઓનો માલિક પોતાની જાતને જ માનતો હોય અને તેમાં તેની ઈચ્છા પ્રમાણે ભોગવટો કરવાની આઝાદીને પોતાના માટે અનામત રાખતો હોય તો બની શકે કે દુનિયામાં તેને મુસલમાન માનવામાં આવે પરંતુ ખુદાને ત્યાં ચોકકસપણે તે બિનમુસ્લિમ જ ઠરશે કેમ કે તેણે ખુદાની સાથે એ સોદાનો મામલો પહેલાંથી જ કર્યો નથી જે કુર્આનની રૂએ ઈમાનની અસલ હકીકત છે. જયાં ખુદાની મરજી હોય ત્યાં જાનમાલ ખર્ચવાથી દૂર રહેવું અને જયાં તેની મરજી ન હોય ત્યાં જાનમાલનો ખર્ચ કરવો, આ બન્ને કૃત્યો એવાં છે જે આ વાતનો ચોકકસપણે ફેંસલો કરી દે છે કે ઈમાનનો દાવો કરનારે કાં તો જાનમાલ ખુદાને વેચ્યાં જ નથી અથવા સોદાનો કરાર કરી લીધા પછી પણ તે વેચેલી વસ્તુને પહેલાંની જેમ પોતાની માની રહ્યો છે.

(૩) ઈમાનની આ હકીકત ઈસ્લામી જીવનશૈલી અને કુફ્રયુકત જીવનશૈલીને આરંભથી અંત સુધી એકબીજાથી તદ્દન અલગ કરી દે છે. એક મુસ્લિમ, જે સાચા અર્થમાં ખુદા ઉપર ઈમાન લાવ્યો હોય, તેના જીવનના દરેક ક્ષેત્રમાં ખુદાની મરજીનો તાબેદાર બનીને વર્તે છે અને તેના વલણમાં કોઈ જગ્યાએ પણ સ્વાયત્તતાનો રંગ આવી શકતો નથી સિવાય કે હંગામી રીતે કોઈ વખતે તેની ઉપર ગફલત છવાઈ જાય અને તે ખુદાની સાથે, તેના સોદાના કરારને ભૂલીને, સ્વાયત્ત કૃત્ય કરી બેસે. આવી જ રીતે જે સમુદાય ઈમાનવાળાઓમાં ભળેલો હોય તે સામાજિક રીતે પણ કોઈ નીતિ, કોઈ રાજનીતિ, કોઈ સાંસ્કૃતિક અને સભ્યતાનો અમલ, કોઈ આર્થિક અને સામાજિક પદ્ધતિ તથા કોઈ આંતરર્રાષ્ટ્રીય વ્યવહાર ખુદાની મરજી અને તેની શરીઅતના કાનૂનના બંધનથી મુક્ત બનીને અપનાવી શકતો નથી. અને જો કોઈ હંગામી ગફલતના કારણે અપનાવી પણ લે તો જે વખતે તેને ખબર પડશે તે જ વખતે તે સ્વાયત્તતાનું વર્તન છોડીને બંદગીના વર્તન તરફ પાછો આવી જશે. ખુદાથી આઝાદ થઈને વર્તવું અને પોતાના મન અને મનની સાથે જોડાયેલી વસ્તુઓ માટે જાતે આ નિર્ણય લેવો કે અમે શું કરીએ અને શું ન કરીએ, તે ખરેખર કુફ્રયુકત જીવનવ્યવહાર છે, ભલે પછી તેની ઉપર ચાલનારા લોકો ''મુસલમાન''નું નામ ધરાવતાં હોય અથવા ''બિનમુસ્લિમ'' ના નામથી ઓળખાતાં હોય.

(૪) આ સોદાની રૂએ ખુદાની જે મરજીનું પાલન કરવાનું માણસ માટે ફરજિયાત બની જાય છે તે માણસે જાતે સૂચવેલી મરજી નથી બલકે એ મરજી છે જે ખુદા પોતે બતાવે. પોતાની જાતે કોઈ વસ્તુને ખુદાની મરજી ઠરાવી લેવી અને તેનું પાલન કરવું તે ખુદાની મરજીનું નહીં બલકે પોતાની જ મરજીનું પાલન છે અને આ સોદાના કરારની સાવ વિરૂદ્ધ છે. ખુદાની સાથે પોતાના સોદાના કરાર ઉપર માત્ર એ જ માણસ અને એ જ સમુદાયને કાયમ માનવામાં આવશે જે તેના સમગ્ર જીવનનું વલણ ખુદાની કિતાબ અને તેના પયગમ્બરના આદેશોમાંથી ગ્રહણ કરતો હોય.

ઉપરોકત બાબતો આ સોદાની પેટા બાબતો છે અને તેમને સમજી લીધા પછી હવે આ વાત પણ આપોઆપ સમજમાં આવી જાય છે કે આ ખરીદ-વેચાણના મામલામાં કિંમત (એટલે કે સ્વર્ગ)ને હાલના

الْاِنْجِيْلِ وَالْقُرْاٰنِ ؕ وَمَنْ اَوْفٰى بِعَهْدِهٖ مِنَ اللّٰهِ فَاسْتَبْشِرُوْا

**ઇંજીલ તથા કુર્આનમાં.[૧૦૭] અને કોણ છે જે અલ્લાહથી વધીને તેનો વાયદો પૂરો કરનાર હોય ? તો પછી ખુશીઓ મનાવો**

દુનિયાના જીવનની સમાપ્તિ થવા ઉપર કેમ મુલતવી રાખવામાં આવી છે. તો સ્પષ્ટ છે કે સ્વર્ગ માત્ર એ એકરારનો બદલો નથી કે "વેચનારે તેના જાનમાલને ખુદાને વેચી દીધાં" બલકે તે એ આચરણનો બદલો છે કે "વેચનાર તેના દુનિયાના જીવનમાં આ વેચેલી વસ્તુ ઉપર તેનો સ્વાયત્ત ભોગવટો છોડી દે અને ખુદાનો અમાનતદાર બનીને તેની મરજી પ્રમાણે ભોગવટો કરે." આમ, આ વેચાણ ત્યારે જ પૂર્ણ થશે જયારે વેચનારનું દુનિયાનું જીવન સમાપ્ત થઈ જાય અને ખરેખર આ પુરવાર થઈ જાય કે તેણે સોદાનો કરાર કર્યા પછી પોતાના દુનિયાના જીવનની છેલ્લી ક્ષણ સુધી સોદાની શરતો પૂરી કરી છે. આ પહેલાં તે ન્યાયની રૂએ કિંમત મેળવવાનો હકકદાર થઈ શકતો નથી.

આ બાબતોની સ્પષ્ટતા સાથે આ પણ જાણી લેવું જરૂરી છે કે કઈ બાબતના અનુસંધાનમાં આ વિષય આવ્યો છે. આગળથી જે પ્રવચન ચાલ્યું આવતું હતું તેમાં એ લોકોનો ઉલ્લેખ થયો હતો જેમણે ઈમાન લાવવાનો એકરાર કર્યો હતો પરંતુ જયારે કસોટીનો નાજુક મોકો આવ્યો ત્યારે તેમાંથી કેટલાંક આળસના કારણે, કેટલાંક નિખાલસતાના અભાવના કારણે, અને કેટલાંક તદ્દન દંભનો માર્ગ અપનાવીને ખુદા અને તેના દીન માટે તેમનો સમય, તેમનો માલ અને તેમના હિતો અને તેમના પ્રાણની કુરબાની આપવાથી દૂર ભાગ્યાં. આમ, આ વિવિધ લોકો અને વર્ગોના વર્તનની આલોચના કરી લીધા પછી હવે તેમને સ્પષ્ટપણે જણાવવામાં આવી રહ્યું છે કે તેઓ ઈમાન, જેને કબૂલ કરવાનો તમે એકરાર કર્યો છે, માત્ર એટલું માની લેવાનું નામ નથી કે ખુદા છે અને તે એક છે, બલકે હકીકતમાં તે આ બાબતનો એકરાર છે કે ખુદા જ તમારા જાન અને માલનો માલિક છે. તેના આ એકરાર પછી જો તમે આ જાનમાલને ખુદાના હુકમ ઉપર કુરબાન કરવાથી દૂર ભાગો છો અને બીજી તરફ તમારા મનની શક્તિઓને તથા તમારા સાધનોને ખુદાની મરજીની વિરૂદ્ધ વાપરો છો, તો આ વસ્તુ આ વાતની દલીલ છે કે તમે તમારા એકરારમાં જુઠ્ઠાં છો. સાચા ઈમાનવાળા માત્ર એ લોકો જ છે જેમણે ખરેખર તેમનાં જાન અને માલ ખુદાને વેચી દીધાં છે અને તેને જ આ વસ્તુઓનો માલિક માને છે. જયાં તેનો હુકમ હોય છે ત્યાં તેમને હિચકિચાટ વિના કુરબાન કરે છે, અને જયાં તેનો હુકમ ન હોય ત્યાં તેમના મનની શક્તિઓનો અંશમાત્ર તથા નાણાંકીય સાધનોનો થોડોક પણ ભાગ ખર્ચ કરવા માટે તૈયાર થતાં નથી.

(૧૦૭) આ બાબતમાં ઘણાં વાંધાઓ ઊભા કરવામાં આવ્યાં છે કે જે વાયદાનો અહીં ઉલ્લેખ થયો છે તે તૌરાત અને બાઇબલમાં નથી. પરંતુ જયાં સુધી બાઇબલને સંબંધ છે ત્યાં સુધી આ વાંધાઓ પાયા વિનાના છે. જે બાઇબલ અત્યારે દુનિયામાં મોજૂદ છે તેમાં હઝરત મસીહ અ.સ. વિષે અસખ્ય કથનો આપણને એવાં જોવા મળે છે જે આ આયતના સમાનાર્થી છે. દા.ત.:

> "બરકતવંતા છે એ લોકો જે સત્યનિષ્ઠાના કારણે સતાવવામાં આવ્યાં છે કેમ કે આકાશનું રાજય તેમનું જ છે." (માથ્થી ૫:૧૦)

> "જે કોઈ તેનો જીવ બચાવે છે તેને ગુમાવશે અને જે કોઈ મારા કારણે તેનો જીવ ગુમાવે છે તેને બચાવશે." (માથ્થી ૧૦:૩૯)

> "જેણે ઘરો અથવા ભાઈઓ અથવા બહેનો અથવા પિતા અથવા માતા અથવા

بِبَيۡعِكُمُ الَّذِىۡ بَايَعۡتُمۡ بِهٖ‌ ؕ وَذٰ لِكَ هُوَ الۡفَوۡزُ الۡعَظِيۡمُ ﴿۱۱۱﴾ اَلتَّآٮِٕبُوۡنَ

**તમારા આ સોદા માટે કે જે તમે અલ્લાહ પાસેથી ચૂકવી લીધો છે, આ જ સૌથી મોટી સફળતા છે. અલ્લાહ તરફ વારંવાર પાછા વળનારાં,**[૧૦૮]

બાળકો અથવા ખેતરોને મારા ખાતર છોડી દીધાં છે તેને સો ગણું મળશે અને કાયમી જીવનનો વારસદાર થશે.'' (માથ્થી ૧૯:૨૯)

અલબત્ત, તૌરાત જે સ્વરૂપે અત્યારે મોજૂદ છે તેમાં નિઃશંક આ વિષય જોવા મળતો નથી અને આ જ વિષય તો શું મૃત્યુ પછીના જીવન, હિસાબનો દિવસ અને આખિરતની સજા અને બદલાના ખ્યાલો પણ ધરાવતી નથી, જો કે આ માન્યતા હંમેશથી સત્યદીનનો એક અનિવાર્ય અંગ રહી છે. પરંતુ આજની પ્રવર્તમાન તૌરાતમાં આ વિષય ન મળવાના કારણે આ તારણ કાઢવું યોગ્ય નથી કે ખરેખર તૌરાતમાં આ વસ્તુ ન હતી. હકીકત આ છે કે યહૂદીઓ તેમના પતનકાળમાં એટલી હદે ભૌતિકવાદી અને દુનિયાની સમૃદ્ધિના ભૂખ્યાં થઈ ગયા હતાં કે તેમના મતે નિયામત અને ઇનામનો અર્થ ફકત આટલો જ રહ્યો હતો કે તે આ જ દુનિયામાં પ્રાપ્ત થાય. એટલા માટે અલ્લાહની કિતાબમાં બંદગી અને આજ્ઞાપાલનના બદલામાં જે જે ઇનામોના વાયદા તેમની સાથે કરવામાં આવ્યા હતાં એ બધાંને તેઓ દુનિયામાં જ ઊતારી લાવ્યાં અને સ્વર્ગની દરેક વ્યાખ્યા તેમણે ફિલિસ્તીનની ભૂમિ સાથે જોડી દીધી જેની તેઓ કામના ધરાવતા હતાં. દા.ત. તૌરાતમાં ઘણી જગ્યાએ આપણને આ વિષય જોવા મળે છે :

''સાંભળ હે ઇસ્રાઈલ ! માલિક આપણો ખુદા એક જ માલિક છે. તું તારા સમગ્ર હૃદય અને તારા સમગ્ર પ્રાણ અને તારી તમામ શક્તિ સાથે માલિક આપણા ખુદા સાથે પ્રેમ કર.'' (પુનર્નિયમ ૬ : ૪,૫)

અને બીજું આ કે,:

''શું એ તમારો પિતા નથી જેણે તમને ખરીદેલાં છે ? તેણે તમને સર્જ્યાં અને ઠેકાણું આપ્યું.'' (પુનર્નિયમ ૩૨:૬)

પરંતુ અલ્લાહ સાથેના આ સંબંધનો જે બદલો જણાવવામાં આવ્યો છે તે આ છે કે, તમે એ દેશના માલિક બની જશો જેમાં દૂધ અને મધ વહે છે, એટલે કે ફિલિસ્તીન આનું મૂળ કારણ આ છે કે તૌરાત જે સ્વરૂપે અત્યારે મળે છે તે પ્રથમ તો પૂર્ણ નથી, અને બીજું, તે ખુદાના શુદ્ધ કલામની બનેલી નથી બલકે તેમાં મોટા પ્રમાણમાં સમજૂતીના ફકરાઓ ખુદાના કલામની સાથે ભેળવી દેવામાં આવ્યાં છે. તેમાં યહૂદીઓની રાષ્ટ્રીય પરંપરાઓ, તેમના વંશીય પૂર્વગ્રહો, પાયાવિહોણા ખ્યાલો, તેમની આશાઓ અને તમન્નાઓ, તેમની ગેરસમજો તથા તેમની નુકતેચીનીઓ અને અર્થઘટનોનો એક મોટો ભાગ એક જ લખાણમાં ખુદાના કલામની સાથે એવી રીતે ભળી ગયો છે કે અસલ કલામને આ ઉમેરાથી અલગ કરવો તદ્દન અશકય બની જાય છે. (જુઓ સૂરઃ આલે ઇમરાન, નોંધ ક્રમાંક ૨).

(૧૦૮) આયતમાં اَلتَّآٮِٕبُوۡنَ શબ્દનો ઉપયોગ થયો છે જેનો શબ્દાર્થ ''તોબા કરનારાં'' છે. પરંતુ જે રીતે આનો ઉપયોગ કરવામાં આવ્યો છે તેના ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે તોબા કરવી ઈમાનવાળાઓના કાયમી ગુણોમાંથી એક ગુણ છે. એટલા માટે તેનો સાચો અર્થ આ પ્રમાણે છે કે તેઓ એક જ વખત તોબા કરતાં નથી બલકે હંમેશાં તોબા કરતાં રહે છે. અને તોબાનો મૂળ અર્થ ''રજૂ થવાનો'' અથવા ''પાછા ફરવાનો'' છે, એટલા માટે આ શબ્દના ખરા હાર્દને વ્યકત કરવા માટે અમે તેનો સમજૂતી આધારિત અનુવાદ આવી રીતે કર્યો

## الْعٰبِدُوْنَ الْحٰمِدُوْنَ السَّآئِحُوْنَ الرّٰكِعُوْنَ السّٰجِدُوْنَ الْاٰمِرُوْنَ بِالْمَعْرُوْفِ وَالنَّاهُوْنَ عَنِ الْمُنْكَرِ وَالْحٰفِظُوْنَ لِحُدُوْدِ اللّٰهِ ؕ

**તેની બંદગી કરનારા, તેની પ્રશંસાના ગુણગાન કરનારા, તેની ખાતર ધરતીમાં ભ્રમણ કરનારા,[૧૦૯] તેની સમક્ષ રુકૂઅ અને સિજદો કરનારા, ભલાઈની આજ્ઞા આપનારા, બૂરાઈથી રોકનારા અને અલ્લાહની ઠરાવેલી હદોનું રક્ષણ કરનારા,[૧૧૦] (આ ગુણોથી સંપન્ન હોય છે એ મોમિનો જે અલ્લાહ સાથે ખરીદ-વેચાણનો**

છે કે ''તેઓ અલ્લાહની તરફ વારંવાર પાછા વળનારાં છે.'' મુસલમાન જો કે સંપૂર્ણ સભાનતા અને નિર્ધારની સાથે અલ્લાહતઆલા સાથે તેના જાનમાલના સોદાનો મામલો નકકી કરે છે. પરંતુ કેમ કે બહારથી તો આ જ લાગે છે કે જીવ તેનો પોતાનો છે અને માલ તેનો પોતાનો છે અને એ વાત કે આ જાનમાલનો ખરો માલિક અલ્લાહતઆલા છે એક અનુભવી શકાય એવી વસ્તુ નથી પણ માત્ર એક બુદ્ધિગમ્ય વસ્તુ છે. એટલા માટે મુસલમાનના જીવનમાં અનેક વખત એવા પ્રસંગો સામે આવતાં રહે છે કે જયારે તે હંગામી રીતે ખુદાની સાથેના તેના સોદાના મામલાને વિસરી જાય છે અને તેનાથી ગાફેલ બનીને કોઈ સ્વાયત્ત વર્તન કરી બેસે છે. પરંતુ કોઈ પણ સાચા મુસલમાનનો આ ગુણ છે કે જયારે પણ તેની આ હંગામી ભૂલ દૂર થઈ જાય છે અને તે તેની ગફલતમાંથી જાગી જાય છે અને તેને એવું લાગે છે કે અજાણતાં તે તેના કરારનો ભંગ કરી બેઠો છે ત્યારે તેને ખૂબ પસ્તાવો થાય છે, શરમનો માર્યો તે પોતાના ખુદાની તરફ પાછો વળે છે, માફી માગે છે અને તેના કરારને ફરીથી તાજો કરી લે છે. આ જ વારંવારની તોબા અને થોડા થોડા સમયે આ જ ખુદા તરફ પાછા વળવું તથા દરેક ભૂલ પછી વફાદારીના માર્ગ ઉપર પાછા વળવું જ ઈમાનની મજબૂતાઈ અને કાયમીપણાની ખાત્રી છે. નહીં તો માણસને જે માનવસહજ કમજોરીઓ સાથે પેદા કરવામાં આવ્યો છે તેમના રહેતાં તો આ વાત તેના કાબૂમાં નથી કે ખુદાના હાથે એક વખત જાનમાલ વેચી દીધા પછી હંમેશાં પૂર્ણ સભાન અવસ્થામાં તે આ સોદાના તકાદાઓને પૂરા કરતો રહે અને કયારેય પણ ગફલત અને ભૂલ તેની ઉપર છવાઈ શકે નહીં. એટલા માટે અલ્લાહતઆલા મુસલમાનની વ્યાખ્યા કરતાં આ નથી કહેતો કે તે બંદગીના માર્ગ ઉપર આવીને કયારેય તેની ઉપરથી લપસતો નથી બલકે તેનો વખાણવા લાયક ગુણ આ ગણાવે છે કે તે લપસી લપસીને વારંવાર એ જ માર્ગ ઉપર પાછો વળે છે અને આ જ એ મોટામાં મોટી ખૂબી છે જેના માટે મનુષ્ય સમર્થ છે.

બીજું, આ પ્રસંગે મુસલમાનોના ગુણોમાં સૌથી પહેલાં તોબાનો ઉલ્લેખ કરવાનું એક બીજું પણ કારણ છે. આગળથી જે વાતનો ક્રમ ચાલ્યો આવે છે તેમાં સંબોધનની દિશા એ લોકો તરફ છે જેમના હાથે ઈમાન વિરૂદ્ધ કૃત્યો થયા હતાં. એટલા માટે તેમને ઈમાનની હકીકત તથા તેના મૂળભૂત તકાદાઓ જણાવી દીધા પછી હવે એ શિખામણ આપવામાં આવી રહી છે કે ઈમાન લાવનારાઓમાં અનિવાર્યપણે જે ગુણો હોવાં જોઈએ તેમાં સૌથી પહેલો ગુણ આ છે કે જયારે પણ તેમના ડગ બંદગીના માર્ગ ઉપર લપસી પડે ત્યારે તરત જ તેની તરફ પાછા વળી જાય, એમ નહીં કે તેમના વિચલન ઉપર અડગ રહે અને વધારેને વધારે દૂર ચાલ્યાં જાય.

(૧૦૯) આયતમાં السَّآئِحُوْنَ શબ્દનો ઉપયોગ થયો છે જેની તફસીર કેટલાક તફસીરકર્તાઓએ الصَّآئِمُوْنَ (રોઝા રાખનાર) સાથે કરી છે. પરંતુ سیاحت શબ્દનો અર્થ રોઝો લાક્ષણિક અર્થ છે. શબ્દકોશમાં તેનો અર્થ આ

وَ بَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿١١٢﴾ مَا كَانَ لِلنَّبِيِّ وَ الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ
يَّسْتَغْفِرُوْا لِلْمُشْرِكِيْنَ وَ لَوْ كَانُوْٓا اُولِيْ قُرْبٰى مِنْۢ بَعْدِ
مَا تَبَيَّنَ لَهُمْ اَنَّهُمْ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿١١٣﴾ وَمَا كَانَ

**આ સોદો નક્કી કરે છે) અને હે નબી, આ મોમિનોને ખુશખબર આપી દો.**

**નબીને તથા એ લોકોને કે જે ઈમાન લાવ્યાં છે, છાજતું નથી કે મુશ્રિકો માટે માફીની દુઆ કરે, ભલે પછી તે તેમના સગાં જ કેમ ન હોય, જ્યારે કે તેમની ઉપર આ વાત જાહેર થઈ ગયેલી છે કે તેઓ જહન્નમને પાત્ર છે.[૧૧૧] ઈબ્રાહીમે**

નથી અને જે હદીસમાં આ કહેવામાં આવ્યું છે કે નબી સ.અ.વ.એ પોતે આ શબ્દનો આવો અર્થ કર્યો છે તો તેનો સંબંધ નબી સ.અ.વ.ની સાથે જોડવો યોગ્ય નથી. એટલા માટે અમે તેનો શબ્દકોશીય અર્થ કરવાને જ યોગ્ય માનીએ છીએ. બીજું, જેવી રીતે કુર્આનમાં ઘણી જગ્યાએ માત્ર ''ઈન્ફાક'' اِنفَاق શબ્દનો ઉપયોગ થયો છે જેનો અર્થ ખર્ચ કરવાનો છે અને તેનો આશય અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાનો છે, એવી જ રીતે અહીં પણ ''સિયાહત'' નો આશય માત્ર હરવું-ફરવું કે સહેલ કરવી નથી. પરંતુ એવા હેતુઓ માટે ધરતી ઉપર હરવું-ફરવું છે જે પવિત્ર અને ઉચ્ચ આશય સાથે હોય તથા જેમાં અલ્લાહની પ્રસન્નતા મેળવવાનો ઈરાદો હોય. દા.ત. દીનની સ્થાપના માટે જિહાદ, કુફ્રયુકત પ્રદેશોમાંથી હિજરત, દીનનો સંદેશ આપવો, જનસુધારણા, ઉમદા જ્ઞાનની તમન્ના, કુદરતની નિશાનીઓનું અવલોકન, હલાલ રોજી માટે શોધ. આ ગુણને અહીં મુસલમાનોના ગુણોમાંથી વિશેષરૂપે એટલા માટે જણાવવામાં આવ્યો છે કે જે લોકો ઈમાનનો દાવો રજૂ કરવા છતાં જિહાદનું આહ્વાન થતાં ઘરોમાંથી નીકળ્યા ન હતાં તેમને આ જણાવી દેવામાં આવે કે સાચો મુસલમાન ઈમાનનો દાવો કર્યા પછી તેની જગ્યાએ શાંતિથી બેસી રહેતો નથી બલકે તે ખુદાના દીનનો સ્વીકાર કર્યા પછી તેને સર્વોપરી બનાવવા માટે નીકળી પડે છે અને તેના તકાદા પૂરા કરવા માટે દુનિયામાં સક્રિય થઈ જાય છે અને પ્રવૃત્તિશીલ રહે છે.

(૧૧૦) એટલે કે અલ્લાહતઆલાએ માન્યતાઓ, ઈબાદતો, નીતિમત્તા, સમાજજીવન, સંસ્કૃતિ, અર્થવ્યવસ્થા, રાજનીતિ, ન્યાયવ્યવસ્થા અને યુદ્ધ અને સંધિના મામલાઓમાં જે હદો-મર્યાદાઓ નકકી કરી દીધી છે તેઓ તેમનું સંપૂર્ણ ચોકકસાઈપૂર્વક પાલન કરે છે, તેમના વ્યક્તિગત અથવા સામાજિક કાર્યને એ જ હદોની અંદર મર્યાદિત રાખે છે, અને કયારેય પણ એમનાથી ચલિત થઈને ન તો મનફાવે તેમ વર્તે છે, ન તો ખુદાઈ કાનૂનની જગ્યાએ તેમના ઉપજાવી કાઢેલાં નિયમો અથવા માનવરચિત અન્ય કાયદાઓને તેમના જીવનના નિયમો બનાવે છે. આ ઉપરાંત ખુદાની હદોની જાળવણી કરવામાં આ અર્થ પણ સામેલ છે કે આ હદોને જાળવવામાં આવે અને તેમને તૂટવા દેવામાં આવે નહીં. એટલા માટે સાચા ઈમાનવાળાની વ્યાખ્યા માત્ર આટલી જ નથી કે તેઓ જાતે અલ્લાહની હદોનું પાલન કરે બલકે વધારામાં તેમનો ગુણ આ પણ છે કે તેઓ દુનિયામાં અલ્લાહની ઠરાવેલી હદોને જાળવવાનો પ્રયાસ કરતાં રહે છે, તેમની જાળવણી કરે છે અને તેમની તમામ તાકાત એવા પ્રયાસોમાં લગાવી દે છે કે આ હદો તૂટવા પામે નહીં.

(૧૧૧) કોઈ માણસ માટે ક્ષમાની પ્રાર્થના કરવાનો નિઃશંક આ અર્થ થાય છે કે સૌથી પહેલાં તો આપણે

اسْتِغْفَارُ اِبْرٰهِيْمَ لِاَبِيْهِ اِلَّا عَنْ مَّوْعِدَةٍ وَّعَدَهَآ اِيَّاهُ ۚ فَلَمَّا
تَبَيَّنَ لَهٗٓ اَنَّهٗ عَدُوٌّ لِّلّٰهِ تَبَرَّاَ مِنْهُ ؕ اِنَّ اِبْرٰهِيْمَ لَاَوَّاهٌ حَلِيْمٌ ﴿۱۱۴﴾

**તેના બાપ માટે માફીની જે દુઆ કરી હતી તે તો એ વાયદાના કારણે હતી જે તેણે તેના બાપ સાથે કર્યો હતો,[૧૧૨] પરંતુ જ્યારે તેની ઉપર આ વાત જાહેર થઈ ગઈ કે તેનો બાપ અલ્લાહનો દુશ્મન છે ત્યારે તે તેનાથી નારાજ થઈ ગયો, સાચું આ છે કે ઈબ્રાહીમ ઘણો રહેમદિલ અને અલ્લાહથી ડરનાર અને સહિષ્ણુ માણસ હતો.[૧૧૩]**

તેની સાથે હમદર્દી અને પ્રેમ ધરાવીએ છીએ, બીજું આ કે આપણે તેના કસૂરને માફીને પાત્ર માનીએ છીએ. આ બન્ને વાતો એ માણસના મામલામાં તો યોગ્ય છે જે વફાદારોના જૂથમાં સામેલ હોય અને ફકત કસૂરવાર હોય. પરંતુ જે માણસ ખુલ્લો વિદ્રોહી હોય તેની સાથે હમદર્દી અને પ્રેમ ધરાવવો અને તેના અપરાધને માફીને પાત્ર માનવો તે ફકત મૂળભૂત રીતે જ ખોટું નથી બલકે તેનાથી તો આપણી પોતાની વફાદારી પણ શંકાસ્પદ બની જાય છે અને જો આપણે ફકત એટલા જ માટે કે તે આપણો સગો છે આ ઈચ્છીએ કે તેને માફ કરી દેવામાં આવે તો આનો અર્થ આ છે કે આપણી નજીકની સગાઈનો સંબંધ ખુદાની વફાદારીના તકાદાઓની સરખામણીમાં વધુ કીમતી છે, અને આ કે ખુદા અને તેના દીનની સાથે આપણો પ્રેમ બિનપક્ષપાતી નથી, અને આ કે જે સંબંધ આપણે ખુદાના વિદ્રોહીઓ સાથે રાખ્યો છે તેને ખુદા પણ સ્વીકારી લે અને આપણા સગાંને તે માફી આપી જ દે, ભલે પછી આ જ ગુનો કરનાર બીજા અપરાધીઓને જહન્નમમાં નાખી દે. આ તમામ વાતો ખોટી છે, નિખાલસતા અને વફાદારીની વિરૂદ્ધ છે અને એ ઈમાનનો પણ નકાર છે જેનો તકાદો આ છે કે ખુદા અને તેના દીનની સાથે આપણો પ્રેમ તદ્દન નિષ્પક્ષ હોય, ખુદાનો મિત્ર આપણો મિત્ર હોય અને તેનો દુશ્મન આપણો દુશ્મન. એટલા જ માટે અલ્લાહતઆલાએ આ ન કહ્યું કે "મુશ્રિકો માટે માફીની દુઆ ન કરો" બલકે આ કહ્યું કે "તમને આ છાજતું નથી કે તમે તેમના માટે માફીની દુઆ કરો." એટલે કે અમારા ના પાડવાથી તમે જો દૂર રહ્યાં તો કોઈ હરજ નથી, તમારી અંદર તો વફાદારીની લાગણી એટલી તીવ્ર હોવી જોઈએ કે જે અમારો વિદ્રોહી છે તેની સાથે સહાનુભૂતિ રાખવી અને તેના અપરાધને માફીને પાત્ર ગણવો તમને તમારા માટે અશોભનીય લાગે.

અહીં આ વાત પણ સમજી લેવી જોઈએ કે ખુદાના વિદ્રોહીઓની સાથે જે હમદર્દીની મનાઈ કરવામાં આવી છે તે ફકત એ જ હમદર્દી છે જે દીનના મામલામાં આડે આવતી હોય. જયારે માનવીય હમદર્દી અને દુનિયાના સંબંધોમાં સગાં સાથે સદ્‌વર્તન, ભાઈચારો, કૃપા અને પ્રેમનું વર્તન; આની કોઈ મનાઈ નથી બલકે તે પ્રશંસનીય છે. સગો ભલે કાફિર હોય કે મુસલમાન, તેના દુનિયાના હક્કો ચોકકસ ચુકવવામાં આવશે. આપત્તિનો ભોગ બનેલા માણસની કોઈ પણ સંજોગોમાં મદદ કરવામાં આવશે. જરૂરતમંદ માણસને ટેકો આપવામાં આવશે. બીમાર અને ઈજાગ્રસ્ત માણસની સાથે હમદર્દી કરવામાં કોઈ કચાશ રાખવામાં આવશે નહીં. અનાથના માથે જરૂર વહાલભર્યો હાથ ફેરવવામાં આવશે. આવા મામલાઓમાં કયારેય પણ આ ભેદભાવ કરવામાં નહીં આવે કે કોઈ મુસ્લિમ છે કે બિનમુસ્લિમ.

(૧૧૨) અહીં ઈશારો એ વાતની તરફ કરવામાં આવ્યો છે જે ઈબ્રાહીમ અ.સ.એ તેમના મુશ્રિક પિતા સાથેના સંબંધો તોડતી વખતે કહી હતી : سَلٰمٌ عَلَيْكَ ۚ سَاَسْتَغْفِرُ لَكَ رَبِّيْ ؕ اِنَّهٗ كَانَ بِيْ حَفِيًّا ﴿۴۷﴾ (સૂરઃ મર્યમ, આયતઃ૪૭)

وَمَا كَانَ اللّٰهُ لِيُضِلَّ قَوْمًۢا بَعْدَ اِذْ هَدٰىهُمْ حَتّٰى يُبَيِّنَ لَهُمْ مَّا
يَتَّقُوْنَ ؕ اِنَّ اللّٰهَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ﴿۱۱۵﴾ اِنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَ
الْاَرْضِ ؕ يُحْىٖ وَيُمِيْتُ ؕ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِىٍّ وَّلَا نَصِيْرٍ ﴿۱۱۶﴾

**અલ્લાહની આ નિયમ નથી કે લોકોને માર્ગદર્શન આપ્યા પછી ફરીથી ગુમરાહીમાં નાખી જ્યાં સુધી તેમને સ્પષ્ટપણે જણાવી ન દે કે તેમણે કઈ વસ્તુઓથી બચવું જોઈએ.[૧૧૪] હકીકતમાં અલ્લાહ દરેક વસ્તુની જાણકારી ધરાવે છે. અને આ પણ હકીકત છે કે અલ્લાહના જ કબજામાં આકાશો અને ધરતીનું રાજ્ય છે, તેના જ અખત્યારમાં જીવન અને મૃત્યુ છે, અને તમારો કોઈ હિમાયતી અને મદદકર્તા આવો નથી જે તમને તેનાથી બચાવી શકે.**

"તમને સલામ, હું તમારા માટે મારા માલિક પાસે દુઆ કરીશ કે તમને માફ કરી દે, તે મારી ઉપર ઘણો જ મહેરબાન છે. અને لَاَسْتَغْفِرَنَّ لَكَ وَمَآ اَمْلِكُ لَكَ مِنَ اللّٰهِ مِنْ شَىْءٍ ؕ (સૂરઃ મુમ્તહિના, આયતઃ૪) "હું તમારા માટે જરૂર માફી માગીશ, અને મારા અખત્યારમાં કંઈ નથી કે તમને અલ્લાહની પકડથી બચાવી લઉં." આમ, આ જ વાયદાના કારણે ઈબ્રાહીમ અ.સ.એ તેમના પિતા માટે દુઆ માગી હતી. وَاغْفِرْ لِاَبِىْۤ اِنَّهٗ كَانَ مِنَ الضَّآلِّيْنَ ﴿۸۶﴾ وَلَا تُخْزِنِىْ يَوْمَ يُبْعَثُوْنَ ﴿۸۷﴾ يَوْمَ لَا يَنْفَعُ مَالٌ وَّلَا بَنُوْنَ ﴿۸۸﴾ اِلَّا مَنْ اَتَى اللّٰهَ بِقَلْبٍ سَلِيْمٍ ﴿۸۹﴾ (સૂરઃ શુઅરા, આયતો : ૮૬ થી ૮૯) "અને મારા પિતાને માફ કરી દે. નિઃશંક તે ગુમરાહ લોકોમાંથી હતો, અને એ દિવસે મને ફજેત ન કર કે જયારે તમામ મનુષ્યોને ઊઠાવવામાં આવશે, કે જયારે ન તો માલ કોઈના કંઈ કામમાં આવશે ન તો સંતાન, મુક્તિ માત્ર એ જ મેળવશે જે તેના ખુદાની સમક્ષ વિદ્રોહથી મુકત હૃદય લઈને હાજર થયો હોય." આ દુઆ પોતે જ પહેલાં તો ખૂબજ ડરતાં ડરતાં કરવામાં આવી હતી પરંતુ ત્યારપછી જયારે ઈબ્રાહીમ અ.સ.ની નજર એ તરફ ગઈ કે હું જે માણસ માટે દુઆ કરી રહ્યો છું તે તો ખુદાનો ખુલ્લો વિદ્રોહી હતો અને તેના દીનની સાથે કટ્ટર દુશ્મનાવટ ધરાવતો હતો ત્યારે તેમણે એ કરવાનું પણ છોડી દીધું અને એક સાચા વફાદાર મુસલમાનની જેમ તેમણે વિદ્રોહી સાથે હમદર્દીનો સંબંધ રાખવાનો ત્યાગ કર્યો, જો કે એ વિદ્રોહી તેમનો પિતા હતો જેણે એક વખતે પ્રેમપૂર્વક તેમને ઉછેર્યા હતાં.

(૧૧૩) આયતમાં اَوَّاهٌ અને حَلِيْمٌ શબ્દોનો ઉલ્લેખ થયો છે. اَوَّاهٌ નો અર્થ છે ખૂબ અફસોસ કરનાર, આજીજીપૂર્વક રડનાર, ડરનાર, ખૂબ પસ્તાવો કરનાર અને "હલીમ" એ માણસને કહેવામાં આવે છે જે તેના સ્વભાવ ઉપર કાબૂ ધરાવતો હોય, ગુસ્સા અને દુશ્મનીમાં અને વિરોધમાં હદથી વધી જતો ન હોય, ન તો પ્રેમ અને મિત્રતા અને સંબંધમાં સમતુલન ગુમાવે. આ બન્ને શબ્દો આ જગ્યાએ બે અર્થ દર્શાવી રહ્યાં છે. હઝરત ઈબ્રાહીમ અ.સ.એ તેમના પિતા માટે માફીની દુઆ કરી કારણ કે તેઓ ખૂબ જ નરમ દિલ માણસ હતાં. એ વિચારથી ધ્રુજી ઊઠતા હતાં કે મારો આ બાપ જહન્નમનું ઈંધણ બની જશે. અને વિનમ્ર હતાં, એ જોર-જુલમ છતાં કે જે તેમના પિતાએ ઈસ્લામ તરફથી તેમને રોકવા માટે તેમની ઉપર કર્યો હતો તેમની જીભ તેમના માટે દુઆ માટે જ ઉપડી. બીજું, તેમણે જયારે આ જોયું કે તેમનો પિતા ખુદાનો શત્રુ છે ત્યારે તેમણે તેની સાથે સંબંધ ન રાખ્યો કેમ કે તેઓ ખુદાથી ડરનાર માનવી હતાં અને કોઈના પ્રેમમાં હદથી વધી જનાર ન હતાં.

لَقَدْ تَّابَ اللّٰهُ عَلَى النَّبِيِّ وَ الْمُهٰجِرِيْنَ وَ الْاَنْصَارِ الَّذِيْنَ اتَّبَعُوْهُ
فِيْ سَاعَةِ الْعُسْرَةِ مِنْۢ بَعْدِ مَا كَادَ يَزِيْغُ قُلُوْبُ فَرِيْقٍ مِّنْهُمْ
ثُمَّ تَابَ عَلَيْهِمْ ؕ اِنَّهٗ بِهِمْ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿۱۱۷﴾ وَّ عَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ
خُلِّفُوْا ؕ حَتّٰۤى اِذَا ضَاقَتْ عَلَيْهِمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ وَ ضَاقَتْ

**અલ્લાહે માફ કરી દીધાં નબીને અને એ હિજરતીઓ તથા અનસારીઓને કે જેમણે ભારે તંગાશના સમયમાં નબીનો સાથ આપ્યો.[૧૧૫] જો કે તેમનામાંથી કેટલાક લોકોનાં દિલ વક્રતા તરફ ઝૂકવા માંડ્યા હતાં,[૧૧૬] (પરંતુ જ્યારે તેમણે આ વક્રતાનું અનુસરણ કર્યું નહીં બલકે નબીનો સાથ જ આપ્યો ત્યારે) અલ્લાહે તેમને માફ કરી દીધાં,[૧૧૭] નિઃશંક તેનો મામલો આ લોકોની સાથે માયાળુતા અને મહેરબાનીનો છે. અને એ ત્રણેને પણ માફ કર્યા જેમના મામલાને મુલતવી રાખી દેવામાં આવ્યો હતો.[૧૧૮] જ્યારે ધરતી તેની સમગ્ર વિશાળતા છતાં તેમના માટે તંગ થઈ ગઈ અને તેમના પોતાના જીવ**

(૧૧૪) એટલે કે અલ્લાહ પહેલાં આ જણાવી દે છે કે લોકોને કયા વિચારો, કયા કર્મો અને કઈ રીતોથી બચવું જોઈએ. પછી જયારે તેઓ અટકતાં નથી અને મિથ્યા વિચારો અને ખોટાં કામો માટે આગ્રહ સેવતાં રહે છે ત્યારે અલ્લાહતઆલા પણ તેમને માર્ગદર્શન આપવામાંથી હાથ ખેંચી લે છે અને એ જ ખોટા માર્ગે તેમને ધકકો મારી દે છે જેની ઉપર તેઓ પોતે જવા માગે છે.

આ આયત એક સામાન્ય નિયમ વર્ણવે છે જેનાથી કુર્આનમજીદની એ તમામ જગ્યાઓ સમજમાં આવી શકે છે કે જયાં માર્ગદર્શન આપવાને તથા ગુમરાહ કરવાને અલ્લાહતઆલાએ પોતાનું કામ દર્શાવ્યું છે. ખુદાનું માર્ગદર્શન આપવું આ છે કે તે આચાર-વિચારની સાચી રીત તેના નબીઓ અને તેના પુસ્તકો મારફતે લોકોની સમક્ષ સ્પષ્ટપણે પ્રસ્તુત કરે છે. પછી જે લોકો આ રીત ઉપર જાતે ચાલવા માટે તૈયાર હોય તેમને તેની અનુકૂળતા કરી આપે છે અને ખુદાનું ગુમરાહીમાં નાખવું આ છે કે જે આચાર-વિચારની સાચી રીત તેણે બતાવી દીધી છે જો તેની વિરૂદ્ધ ચાલવા માટે જે કોઈ આગ્રહ રાખે અને સીધો ચાલવા ન માગે તો ખુદા તેને બળજબરીપૂર્વક સત્યદ્રષ્ટા અને સત્યમાર્ગી બનાવતો નથી બલકે જે તરફ તે પોતે જવા માગે છે તે જ તરફ તેને જવા માટેની અનુકૂળતા કરી આપે છે.

આ વિશેષ પ્રવચનમાં આ વાત જે વસ્તુના અનુસંધાનમાં કહેવામાં આવી છે તે આગળના પ્રવચન અને હવે પછીના પ્રવચન ઉપર વિચાર કરવાથી સહેલાઈથી સમજમાં આવી શકે છે. આ એક પ્રકારની ચેતવણી છે જે ખૂબ જ યોગ્ય રીતે પાછળની વાતનું સમાપન પણ કરી શકે તથા આગળ હવે જે વાત આવી રહી છે તેની પ્રસ્તાવના પણ.

(૧૧૫) એટલે કે તબૂકની લડાઈના અનુસંધાનમાં જે નાની નાની ભૂલો નબી સ.અ.વ. અને આપના સાથીઓ દ્વારા થઈ એ તમામને અલ્લાહે તેમની ઉચ્ચ સેવાઓને ધ્યાનમાં રાખીને માફ કરી દીધી. નબી સ.અ.વ.દ્વારા જે ચૂક થઈ હતી તેનો ઉલ્લેખ આયત-૪૩ માં આવી ગયો છે, એટલે કે જે લોકોએ સામર્થ્ય ધરાવવા

عَلَيْهِمْ اَنْفُسُهُمْ وَ ظَنُّوْٓا اَنْ لَّا مَلْجَاَ مِنَ اللّٰهِ اِلَّآ اِلَيْهِ ؕ
ثُمَّ تَابَ عَلَيْهِمْ لِيَتُوْبُوْا ؕ اِنَّ اللّٰهَ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿۱۱۸﴾ ع

રુકૂઅ ૧૪

**પણ તેમના ઉપર બોજો બનવા માંડયાં અને તેમણે જાણી લીધું કે અલ્લાહથી બચવા માટે કોઈ આશ્રયસ્થાન ખુદ અલ્લાહના કૃપાક્ષેત્ર સિવાય નથી, ત્યારે અલ્લાહ તેની મહેરબાનીથી તેમની તરફ વળ્યો કે જેથી તેઓ તેની તરફ પાછા આવી જાય, નિઃશંક તે ઘણો માફ કરનાર અને દયાળુ છે.**[૧૧૯] **(રુકૂઅ ૧૪)**

છતાં લડાઈમાં પાછળ રહી જવાની પરવાનગી માગી હતી તેમને નબી સ.અ.વ.એ પરવાનગી આપી દીધી હતી.

(૧૧૬) એટલે કે કેટલાંક નિખાલસ સહાબીઓ પણ એ મુશ્કેલીના સમયમાં લડાઈના મોરચે જવાથી અમુક હદે બચવા માગતા હતાં. પરંતુ કેમ કે તેમના દિલોમાં ઈમાન હતું અને તેઓ સાચા દિલથી સત્યદીન સાથે પ્રેમ ધરાવતા હતાં, છેવટે તેઓ તેમની આ નબળાઈ ઉપર કાબૂ મેળવી શકયાં.

(૧૧૭) એટલે કે હવે અલ્લાહ આ વાત માટે તેમને પૂછશે નહીં કે તેમના દિલોમાં વક્રતા તરફનું આ વલણ શા માટે ઉત્પન્ન થયું હતું કારણ કે અલ્લાહ એ કમજોરી માટે પકડ કરતો નથી જેનો સુધારો માણસે જાતે કરી લીધો હોય.

(૧૧૮) નબી સ.અ.વ. જયારે તબૂકમાંથી મદીના પરત આવ્યાં ત્યારે એ લોકો દિલગીરી વ્યકત કરવા માટે હાજર થયાં જે પાછળ રોકાઈ ગયા હતાં. તેમાં ૮૦ થી થોડાક વધારે દંભીઓ હતાં અને ત્રણ સાચા મુસલમાનો પણ હતાં. દંભીઓ ખોટા બહાનાં રજૂ કરતા ગયાં અને નબી સ.અ.વ. તેમના બહાનાં સ્વીકારતા ગયાં. પછી આ ત્રણ મુસલમાનોનો વારો આવ્યો અને તેમણે સ્પષ્ટપણે પોતાની ભૂલ સ્વીકારી લીધી. નબી સ.અ.વ. એ આ ત્રણેયના મામલામાં નિર્ણય મુલતવી રાખી દીધો અને તમામ મુસલમાનોને આદેશ આપી દીધો કે જયાં સુધી અલ્લાહનો હુકમ ન આવે ત્યાં સુધી તેમની સાથે કોઈ પણ પ્રકારનો સામાજિક સંબંધ રાખવામાં આવે નહીં. આ જ મામલાનો ફેંસલો કરવા માટે આ આયત ઊતરી. (અહીં એ વાત નજર સમક્ષ રહેવી જોઈએ કે આ ત્રણ સહાબીઓનો મામલો એ સાત સહાબીઓથી અલગ છે જેમનો ઉલ્લેખ નોંધ ક્રમાંક ૯૯ માં આવી ગયો છે. તેમણે પૂછતાછ પહેલાં જાતે જ પોતાને સજા આપી દીધી હતી).

(૧૧૯) આ ત્રણેય સહાબીઓ હઝરત કઅબ બિન માલિક રદિ., હઝરત હિલાલ બિન ઉમૈયહ રદિ. અને હઝરત મુરારહ બિન રૂબૈઅ રદિ. હતાં. ઉપર જણાવી ગયાં છીએ તેમ આ ત્રણેય સાચા મુસલમાનો હતાં. આ પહેલાં તેમની નિખાલસતાનો પુરાવો વારંવાર આપી ચુકયા હતાં. બલિદાનો આપી ચુકયા હતાં. પછીના બે સહાબીઓ તો બદ્રની લડાઈમાં સામેલ થનારાઓમાં હતાં. આ સેવાઓ છતાં જે આળસ એ નાજુક સમયે કે જયારે બધાં જ લડવા માટે સમર્થ ઈમાનવાળાઓને લડાઈ માટે નીકળી આવવાનો હુકમ આપવામાં આવ્યો હતો, આ લોકોએ આળસ કરી. એ માટે તેમની સખત પકડ કરવામાં આવી. નબી સ.અ.વ.એ તબૂકમાંથી પરત આવીને મુસલમાનોને હુકમ આપી દીધો કે કોઈ તેમની સાથે જરાય સંબંધ ન રાખે. ૪૦ દિવસ પછી તેમની પત્નીઓને પણ તેમનાથી અલગ રહેવાની તાકીદ કરી દેવામાં આવી. હકીકતમાં મદીનાની વસ્તીમાં તેમની હાલત એ જ થઈ ગઈ હતી જેનું ચિત્રણ આ આયતમાં કરવામાં આવ્યું છે. છેવટે જયારે તેમના બહિષ્કારને ૫૦ દિવસ થઈ ગયાં ત્યારે માફીનો આ હુકમ ઊતર્યો.

આ ત્રણેય માણસોમાંથી હઝરત કઅબ બિન માલિક રદિ.એ તેમનો કિસ્સો ખૂબ જ વિગતવાર રીતે વર્ણવ્યો છે જે અત્યંત બોધદાયક છે. તેમના ઘડપણના સમયમાં કે જ્યારે તેઓ અંધ બની ગયા હતાં, તેમણે તેમના દીકરા અબ્દુલ્લાહને, જે તેમને હાથ પકડીને દોરતો હતો, આ કિસ્સો પોતે વર્ણવ્યો :

"તબૂકની લડાઈની તૈયારીના જમાનામાં નબી સ.અ.વ. જ્યારે પણ મુસલમાનોને લડાઈમાં સામેલ થવાની અપીલ કરતા હતાં ત્યારે હું મારા દિલમાં ઈરાદો કરી લેતો હતો કે નીકળવાની તૈયારી કરીશ. પરંતુ પછી પાછો આવીને આળસ કરી જતો હતો અને કહેતો હતો કે અત્યારે શું છે, જ્યારે નીકળવાનો સમય આવશે ત્યારે તૈયાર થતાં શું વાર લાગે છે. આમને આમ વાત ઠેલાતી રહી, એટલે સુધી કે લશ્કરની રવાનગીનો સમય આવી ગયો અને હું તૈયાર ન હતો. મેં મનમાં કહ્યું કે લશ્કરને નીકળવા દો, હું એક-બે દિવસ પછી રસ્તામાં જ તેમની સાથે થઈ જઈશ પરંતુ પછી એ જ આળસ આડે આવી એટલે સુધી કે સમય નીકળી ગયો.

એ જમાનામાં કે જ્યારે હું મદીનામાં રહ્યો મારું દિલ એ જોઈ જોઈએ અંદરોઅંદર ખૂબ જ દુઃખી થતું હતું કે હું જે લોકોની સાથે પાછળ રહી ગયો છું તેઓ કાં તો દંભીઓ છે અથવા તેઓ વૃદ્ધ અને લાચાર લોકો છે કે જેમને અલ્લાહે મજબૂર બનાવેલાં છે.

જ્યારે નબી સ.અ.વ. તબૂકમાંથી પરત આવ્યાં ત્યારે રાબેતા મુજબ આપે પહેલાં મસ્જિદમાં આવીને બે રકઅત નમાઝ અદા કરી, પછી લોકો સાથે મુલાકાત માટે બેઠાં. આ બેઠકમાં દંભીઓએ આવી આવીને તેમના બહાના લાંબી લાંબી સોગંદો સાથે રજૂ કરવા માંડયાં. આવા ૮૦ થી વધારે માણસો હતાં. નબી સ.અ.વ.એ તેમાંથી દરેકની બનાવટી વાતો સાંભળી, તેમના દેખીતા બહાનાંનો સ્વીકાર કર્યો અને તેમના અંતઃકરણને ખુદા ઉપર છોડીને કહ્યું કે ખુદા તમને માફ કરે. પછી મારી વારો આવ્યો, મેં આગળ વધીને સલામ કર્યો, આપે મારી તરફ જોઈને સ્મિત કર્યું અને કહ્યું, પધારો, તમને કઈ વસ્તુએ રોકયા હતાં ? મેં કહ્યું, ખુદાના સોગંદ, જો હું દુનિયાના કોઈ બીજા માણસની સામે હાજર થયો હોત તો ચોકકસ કોઈને કોઈ વાત ઘડી કાઢી તેને રાજી કરવાનો પ્રયત્ન કરત. વાતો બનાવવાનું તો મને પણ આવડે છે પરંતુ આપના માટે મને વિશ્વાસ છે કે જો અત્યારે કોઈ ખોટું બહાનું રજૂ કરીને આપને રાજી કરી પણ લઊં તો અલ્લાહ જરૂર આપને મારાથી ફરીથી નારાજ કરી દેશે. અલબત્ત, જો સાચું કહું તો, ભલે પછી આપ નારાજ જ કેમ ન થાઓ, મને આશા છે કે અલ્લાહ મારા માટે માફીનો કોઈ રસ્તો કાઢી દેશે. હકીકત આ છે કે મારી પાસે કોઈ બહાનું નથી કે જે હું રજૂ કરી શકું. હું નીકળવા માટે સંપૂર્ણ રીતે સમર્થ હતો. આ સાંભળીને નબી સ.અ.વ. એ કહ્યું, આ માણસ છે કે જેણે સાચી વાત કહી. સારું, ઊભા થઈ જાઓ અને રાહ જુઓ, એટલે સુધી કે અલ્લાહ તમારા મામલામાં કોઈ ફેંસલો કરે. હું ઊભો થઈ ગયો અને જઈને મારા કબીલાના લોકોમાં બેસી ગયો. અહીં બધાં જ મારી પાછળ પડી ગયાં અને મને બહુ ઠપકો આપ્યો કે તેં કોઈ બહાનું કેમ ન કાઢી દીધું. આ વાતો સાંભળીને મારૂં મન પણ થોડું તૈયાર થવા માંડ્યું કે ફરીથી જઈને કોઈ વાત ઘડી કાઢું પરંતુ જ્યારે મને ખબર પડી કે બીજા બે નેક માણસો (હઝરત મુરારહ બિન રબીઅ રદિ. તથા હઝરત હિલાલ બિન ઉમૈયહ રદિ.) એ પણ એ જ સાચી વાત કહી છે જે મેં કહી હતી ત્યારે મને સંતોષ થઈ ગયો અને હું મારી સચ્ચાઈ ઉપર અડગ રહ્યો.

ત્યાર પછી નબી સ.અ.વ.એ જાહેર આદેશ આપી દીધો કે અમે ત્રણેય માણસોની સાથે કોઈ વાતચીત કરશે નહીં. એ બન્ને તો ઘરે બેસી ગયાં, પરંતુ હું બહાર નીકળતો હતો, જમાઅતની સાથે નમાઝ પઢતો હતો, બજારોમાં હરતોફરતો હતો અને કોઈ મારી સાથે વાત કરતું ન હતું. એવું લાગતું હતું કે આ ભૂમિ સાવ બદલાઈ ગઈ છે, હું અહીં એક અજાણ્યો માણસ છું અને આ ગામમાં કોઈ પણ મને ઓળખતું નથી. મસ્જિદમાં નમાઝ માટે જતો ત્યારે રાબેતા મુજબ હું નબી સ.અ.વ.ને સલામ કરતો હતો, પરંતુ બસ રાહ જોતો રહી જતો હતો કે

જવાબ માટે આપના હોઠ ખુલે. નમાઝમાં નજર ત્રાંસી કરીને નબી સ.અ.વ.ને જોતો હતો કે આપની નજર મારી ઉપર કેવી પડે છે. પરંતુ ત્યાં આ સ્થિતિ હતી કે જયાં સુધી હું નમાઝ પઢતો હોત ત્યાં સુધી આપ મારી તરફ જોયા કરતાં અને જેવો હું સલામ ફેરવતો ત્યાં આપ મારા તરફથી નજર ફેરવી લેતાં. એક દિવસે હું ગભરાઈને મારા પિત્રાઈ ભાઈ અને બાળપણના મિત્ર હઝરત અબૂ કતાદહ રદિ. પાસે ગયો અને તેમના બગીચાની દીવાલ ઉપર ચઢીને તેમને સલામ કર્યો પરંતુ એ અલ્લાહના બંદાએ સલામનો જવાબ સુદ્ધાં ન આપ્યો. મેં કહ્યું, અબૂ કતાદહ! હું તમને ખુદાના સોગંદ આપીને પૂછું છું કે શું હું ખુદા અને તેના પયગમ્બરની સાથે પ્રેમ ધરાવતો નથી ? તેઓ ચૂપ રહ્યાં. મેં ફરીવાર પૂછ્યું. તેઓ પછી પણ ચૂપ રહ્યાં. ત્રીજી વખતે મેં સોગંદ ખવડાવીને આ જ સવાલ કર્યો ત્યારે તેમણે ફકત આટલું જ કહ્યું કે, અલ્લાહ અને તેનો પયગમ્બર જ બહેતર જાણે છે . આ સાંભળીને મારી આંખોમાંથી અશ્રુ સરી પડ્યાં અને હું દીવાલ ઉપરથી ઊતરી ગયો. એ જ દિવસોમાં એક વખત હું બજારમાંથી પસાર થઈ રહ્યો હતો ત્યારે સીરિયાના નબતીઓમાંથી એક માણસ મને મળ્યો અને તેણે રેશમી કપડામાં વીંટેલો ગસ્સાનના બાદશાહનો પત્ર મને આપ્યો. મેં ખોલીને વાંચ્યો તો તેમાં લખ્યું હતું કે, અમે સાંભળ્યું છે કે તમારા સાહેબે તમારી ઉપર ભારે અત્યાચાર કર્યો છે. તમે કોઈ ઉતરતા દરજ્જાના માણસ નથી, ન તો તમે એ લાયક છો કે તમને વેડફી દેવામાં આવે, અમારી પાસે આવી જાઓ, અમે તમારી કદર કરીશું. મેં કહ્યું કે આ એક બીજી આફત ઊતરી આવી, અને એ જ વખતે એ કાગળને મેં ચૂલામાં નાખી દીધો.

૪૦ દિવસ આ હાલતમાં પસાર થઈ ગયા હતાં ત્યાં નબી સ.અ.વ.નો માણસ હુકમ લઈને આવ્યો કે તમારી પત્નીથી પણ અલગ થઈ જાઓ. મેં પૂછ્યું, શું તલાક આપી દઊં ? જવાબ મળ્યો, ના, ફકત જુદાં રહો. એટલે મેં મારી પત્નીને કહી દીધું કે, તમે તમારા પિયર જતાં રહો અને ત્યાં સુધી રાહ જુઓ કે અલ્લાહ આ મામલામાં ફેંસલો કરી દે.

૫૦મા દિવસે સવારની નમાઝ પછી હું મારા મકાનની છત ઉપર બેઠો હતો અને મારા જીવથી કંટાળી રહ્યો હતો અને એકાએક કોઈ માણસે બૂમ પાડીને કહ્યું : કઅબ બિન માલિક, તમને મુબારક ! હું આ સાંભળતાં જ સિજદામાં પડી ગયો અને મેં જાણી લીધું કે મારી માફીનો હુકમ થઈ ગયો છે. ત્યારપછી તો લોકોના ટોળેટોળાં દોડી દોડીને આવતા હતાં અને દરેક જણ બીજા કરતાં પહેલાં પહોંચીને મને મુબારકબાદી પાઠવી રહ્યો હતો કે, તારી તોબા સ્વીકારાઈ ગઈ. હું ઊભો થયો અને સીધો મસ્જિદેનબવી તરફ રવાના થયો. ત્યાં જોયું કે નબી સ.અ.વ.નો ચહેરો ખુશીથી ચમકી રહ્યો છે. મેં સલામ કર્યો તો આપે કહ્યું : મુબારક તને, આ દિવસ તારા જીવનનો સૌથી સારો દિવસ છે. મેં પૂછયું, આ માફી આપના તરફથી છે કે ખુદા તરફથી ? તો કહ્યું, ખુદા તરફથી, અને આ આયતો સંભળાવી. મેં કહ્યું કે, હે અલ્લાહના રસૂલ ! મારી તોબામાં એ પણ સામેલ છે કે હું મારો બધો માલ ખુદાની રાહમાં દાનમાં આપી દઊં ? કહ્યું, થોડુંક રહેવા દો કેમ કે આ તમારા માટે સારું છે. મેં આ હુકમ પ્રમાણે મારો ખૈબરનો હિસ્સો રાખી લીધો, બાકીનો બધો માલ દાનમાં આપી દીધો. ત્યારપછી મેં ખુદા સાથે વાયદો કર્યો કે જે સાચું બોલવાના બદલામાં અલ્લાહે મને માફી આપી છે તેની ઉપર હું જીવનભર ટકી રહીશ. આમ, આજ સુધી મેં કોઈ વાત જાણી જોઈને હકીકતની વિરૂદ્ધ કહી નથી અને ખુદા પાસેથી આશા છે કે ભવિષ્યમાં પણ મને તેનાથી બચાવશે.''

આ કિસ્સો પોતાનામાં ઘણાં બોધ ધરાવે છે જે પ્રત્યેક મુસલમાનના દિલમાં ઊતરી જવાં જોઈએઃ

સૌથી પહેલી વાત આના ઉપરથી આ જણાઈ કે કુફ્ર અને ઈસ્લામની લડાઈનો મામલો કેટલો ગંભીર તેમજ કેટલો નાજુક છે કે આ લડાઈમાં કુફ્રનો સાથ આપવાની વાત તો દૂર રહી પરંતુ જે માણસ ઈસ્લામનો સાથ આપવામાં, બદઈરાદાથી નહીં પણ સારા આશયથી, જીવનભર નહીં પણ કોઈ એક જ પ્રસંગે પણ, ચૂક કરે છે

ત્યારે તેના જીવનભરની ઈબાદતો અને દીનદારી જોખમમાં મુકાઈ જાય છે, એટલે સુધી કે એવા ઉચ્ચ દરજ્જાના લોકો પણ પકડમાંથી બચી શકતાં નથી જે બદ્ર, ઉહુદ, અહ્ઝાબ અને હુનૈનના મોરચાઓમાં જીવસટોસટની બાજી લગાવી ચૂકયા હતાં અને જેમની નિખાલસતા અને ઈમાનમાં લેશમાત્ર પણ શંકા ન હતી.

બીજી વાત કે જે આનાથી સહેજ પણ ઓછી મહત્ત્વની નથી તે આ છે કે ફરજ બજાવવામાં આળસ કોઈ સાધારણ વસ્તુ નથી બલકે ઘણી વખતે માત્ર આળસના કારણે જ માણસ કોઈ એવો કસૂર કરી બેસે છે જેની ગણતરી મોટા ગુન્હાઓમાં થાય છે, અને એ વખતે આ વાત તેને પકડમાંથી બચાવી શકતી નથી કે તેણે આ કસૂર કોઈ બદઇરાદાથી કર્યો ન હતો.

બીજું, આ કિસ્સો એ સમાજના આત્માને ઘણી જ ખૂબીપૂર્વક આપણી સામે ખોલી દે છે જે નબી સ.અ.વ.ની આગેવાની હેઠળ રચાયું હતું. એક તરફ દંભીઓ છે જેમના વિશ્વાસઘાતોને બધાં જ જાણે છે, પરંતુ તેમના દેખીતા બહાના સાંભળી લેવામાં આવે છે અને જતું કરવામાં આવે છે કેમ કે તેમની પાસેથી નિખાલસતાની અપેક્ષા હતી જ કયાં કે હવે તેના અભાવની ફરિયાદ કરવામાં આવે ! બીજી તરફ નીવડેલો મુસલમાન છે જેની બલિદાનવૃત્તિ ઉપર શંકા કરવાની કોઈ ગુંજાશ નથી, અને તે જુઠ્ઠી વાતો પણ બનાવતો નથી, સ્પષ્ટ શબ્દોમાં ગુનો કબૂલ કરી લે છે. પરંતુ તેની ઉપર ગુસ્સો વરસાવી દેવામાં આવે છે. એટલા માટે નહીં કે તેના મુસલમાન હોવામાં કોઈ શંકા ઊભી થઈ ગઈ છે બલકે એ કારણે કે મુસલમાન થઈને તેણે આ કામ શા માટે કર્યું જે દંભીઓએ કરવાનું હતું, એટલે કે ધરતીનું લૂણ તો તમે છો, તમારી પાસેથી જો ખારાશ નહીં મળે તો પછી બીજું લૂણ કયાંથી આવશે. આ ઉપરાંત, આ તમામ ઝઘડામાં લીડર જે શાન સાથે સજા આપે છે તથા અનુયાયી જે શાન સાથે તેને ભોગવે છે, તેમજ સમગ્ર સમાજ જે શાન સાથે આ સજાને લાગુ કરે છે, તેનું દરેક પાસું અનુપમ છે અને આ ફેંસલો કરવાનું મુશ્કેલ બની જાય છે કે કોના વધારે વખાણ કરવામાં આવે. લીડર ખૂબ જ કડક સજા આપી રહ્યો છે પરંતુ ગુસ્સા અને નફરતની સાથે નહીં, ખૂબ જ ઊંડા પ્રેમ સાથે આપી રહ્યો છે. બાપની જેમ આગ ઓકતી આંખોનો એક ખુણો હંમેશાં એ જણાવતો રહે છે કે તારી સાથે દુશ્મની નથી પરંતુ તારા ગુન્હા માટે તારા જ ખાતર દિલ દુભાઈ રહ્યું છે. તું સુધરી જાય તો આ છાતી તને ભેટી પડવા માટે આતુર છે. અનુયાયી સજાની સખ્તાઈના કારણે વ્યાકુળ છે પરંતુ તેનું એક પણ પગલું અનુસરણમાંથી એક ક્ષણ માટે પણ ડગતું નથી. તેની ઉપર સ્વાભિમાન અને જહાલતકાળની ઈજ્જતનો આવેગ છવાઈ જતો નથી, અને જાહેરમાં ઘમંડ દર્શાવવાની વાત તો દૂર રહી, તેના મનની અંદર પણ તેના પ્રિય નેતાની સામે કોઈ ફરિયાદ સુદ્ધાં આવવા દેતો નથી, બલકે આનાથી વિરૂદ્ધ તેના નેતાના પ્રેમમાં ઓર ડૂબી ગયો છે. સજાના આ પૂરા ૫૦ દિવસો દરમ્યાન તેની નજરો સૌના કરતાં વધારે બેચેનીથી જે વસ્તુને શોધી રહી છે તે આ હતી કે નેતાની આંખોમાં એ મહેરબાન નજર તેના માટે હજુ છે કે કેમ જે તેની આશાઓનો અંતિમ સહારો છે. બીજા શબ્દોમાં તે એવો દુષ્કાળપીડિત ખેડૂત હતો જેની આશાની તમામ મૂડી વાદળનો એ એક ટુકડો હતો જે આકાશમાં ક્ષિતિજ ઉપર દેખાઈ રહ્યો હતો. પછી એ સમાજને પણ જુઓ કે તેની શિસ્ત અને સુંદર ભાવના માટે માણસનું મન વાહ વાહ કરે છે. શિસ્ત એવી હતી કે જેવો આગેવાનના મોઢેથી બહિષ્કારનો હુકમ નીકળ્યો કે તરત જ સમસ્ત સમાજે ગુનેગાર તરફથી નજરો ફેરવી લીધી. જાહેરમાં તો દૂરની વાત છે પણ એકાંતમાં પણ નજીકમાં નજીકનો સગો અને ગાઢમાં ગાઢ મિત્ર પણ તેની સાથે વાતચીત નથી કરતો. પત્ની સુદ્ધાં તેનાથી અલગ થઈ જાય છે. ખુદાનો વાસ્તો આપી આપીને પૂછે છે કે મારી નિખાલસતામાં તો તમને શંકા નથી, પરંતુ એ લોકો પણ કે જે જીવનભર તેને નિખાલસ માણસ તરીકે ઓળખતા હતાં તેઓ સ્પષ્ટપણે કહી દે છે કે અમારી પાસેથી નહીં પણ ખુદા અને તેના પયગમ્બર પાસેથી તમારી નિખાલસતાનું પ્રમાણપત્ર મેળવો. બીજી તરફ નૈતિક જુસ્સો એટલો ઉચ્ચ દરજ્જાનો અને પવિત્ર હતો કે એક માણસની ચઢેલી કમાન ઊતરતાં જ મરેલું ખાનારા લોકોનું એકપણ જૂથ તેનું માંસ ફાડી ખાવા માટે આગળ આવતું નથી બલકે આખાયે ગુસ્સાના સમયમાં સમાજનો એક

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَكُوۡنُوۡا مَعَ الصّٰدِقِيۡنَ ﴿۱۱۹﴾ مَا كَانَ
لِاَهۡلِ الۡمَدِيۡنَةِ وَمَنۡ حَوۡلَهُمۡ مِّنَ الۡاَعۡرَابِ اَنۡ يَّتَخَلَّفُوۡا عَنۡ
رَّسُوۡلِ اللّٰهِ وَلَا يَرۡغَبُوۡا بِاَنۡفُسِهِمۡ عَنۡ نَّفۡسِهٖ ؕ ذٰلِكَ بِاَنَّهُمۡ لَا
يُصِيۡبُهُمۡ ظَمَاٌ وَّلَا نَصَبٌ وَّلَا مَخۡمَصَةٌ فِىۡ سَبِيۡلِ اللّٰهِ وَلَا
يَطَئُوۡنَ مَوۡطِئًا يَّغِيۡظُ الۡكُفَّارَ وَلَا يَنَالُوۡنَ مِنۡ عَدُوٍّ نَّيۡلًا اِلَّا كُتِبَ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, અલ્લાહથી ડરો અને સાચા લોકોનો સાથ આપો. મદીનાના રહેવાસીઓ અને આસપાસના બદૂ આરબોને આ જરાય છાજતું ન હતું કે અલ્લાહના પયગમ્બરને છોડીને ઘરે બેઠાં રહેત અને તેના તરફથી બેપરવા બનીને પોતાની જાતની ચિંતામાં લાગી જાત. કેમ કે આવું ક્યારેય થશે નહીં કે અલ્લાહના માર્ગમાં ભૂખ-તરસ અને શારીરિક પરિશ્રમની કોઈ તકલીફ તેઓ ઊઠાવે, અને સત્યનો ઈનકાર કરનારાઓને જે રસ્તો નાપસંદ છે તેની ઉપર એક ડગલું તેઓ ચાલે, અને કોઈ દુશ્મનની સાથે (સત્યની દુશ્મનીનો) કોઈ વેર તેઓ લે અને તેના બદલે તેમની**

એક માણસ તેના આ ગુસ્સાનો ભોગ બનેલા ભાઈની મુસીબત માટે દુઃખી છે અને તેને ફરીથી ઊઠાવીને ભેટવા માટે આતુર છે, અને માફીની જાહેરાત થતાં જ લોકો દોડી પડે છે કે વહેલાસર પહોંચીને તેને મળે અને ખુશખબર આપે. આ એક નમૂનો છે એ સ્વસ્થ સમાજનો જેને કુર્આન દુનિયામાં સ્થાપવા માગે છે.

આ પશ્ચાદ્‌ભૂમિમાં જયારે આપણે સમજૂતી હેઠળની આયતને જોઈએ છીએ ત્યારે આપણી ઉપર એક વાત સ્પષ્ટ થઈ જાય છે કે આ લોકોને અલ્લાહના દરબારમાંથી જે માફી મળી છે અને આ માફીની વર્ણનશૈલીમાંથી જે કૃપા અને વાત્સલ્ય ટપકી રહ્યાં છે તેનું કારણ તેમની એ નિખાલસતા છે જેનો પુરાવો તેમણે ૫૦ દિવસની સખત સજાના ગાળામાં આપ્યો હતો. જો ગુનો કરીને તેમણે અકડાઈ બતાવી હોત અને તેમના આગેવાનની નારાજગીનો જવાબ ગુસ્સા અને દુશ્મનાવટથી આપ્યો હોત તેમજ સજા મળતાં એવી રીતે ગુસ્સે ભરાયાં હોત કે જેવી રીતે કોઈ સ્વાર્થી માણસનું સ્વમાન ઘવાતાં તે ગુસ્સે ભરાય છે અને બહિષ્કાર દરમ્યાન તેનું વર્તન આ હોય છે કે અમને સમાજથી કપાઈ જવાનું મંજૂર છે પરંતુ અમારા સ્વમાન ઉપર પ્રહાર થાય તે અમને મંજૂર નથી. અને જો આ સજાનો સમગ્ર ગાળો તેમણે એ પ્રવૃત્તિમાં ગાળ્યો હોત કે સમાજની અંદર દુર્ભાવના ફેલાવે અને દુર્જનોને શોધી શોધીને પોતાની સાથે જોડી લે કે જેથી એક જૂથ તૈયાર થઈ જાય, તો માફીની વાત તો દૂર પણ તેમને નિઃશંક સમાજમાંથી કાપીને ફેંકી દેવામાં આવ્યાં હોત અને આ સજા પછી તેમની આ મોં માગી સજા આપવામાં આવી હોત કે, જાઓ હવે તમારા સ્વમાનને જ પૂજતાં રહો, સત્યવચનને બુલંદ કરવાના સંઘર્ષમાં ભાગ લેવાનું સદ્‌ભાગ્ય હવે તમને કયારેય મળશે નહીં. પરંતુ આ ત્રણેય માણસોએ આ કઠોર

لَهُمْ بِهٖ عَمَلٌ صَالِحٌ ؕ اِنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿۱۲۰﴾
وَلَا يُنْفِقُوْنَ نَفَقَةً صَغِيْرَةً وَّلَا كَبِيْرَةً وَّلَا يَقْطَعُوْنَ وَادِيًا
اِلَّا كُتِبَ لَهُمْ لِيَجْزِيَهُمُ اللّٰهُ اَحْسَنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۲۱﴾
وَمَا كَانَ الْمُؤْمِنُوْنَ لِيَنْفِرُوْا كَآفَّةً ؕ فَلَوْلَا نَفَرَ مِنْ
كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَآئِفَةٌ لِّيَتَفَقَّهُوْا فِى الدِّيْنِ وَ
لِيُنْذِرُوْا قَوْمَهُمْ اِذَا رَجَعُوْۤا اِلَيْهِمْ لَعَلَّهُمْ يَحْذَرُوْنَ ﴿۱۲۲﴾




તરફેણમાં એક સદ્કાર્ય લખવામાં ન આવે. નિઃશંક અલ્લાહને ત્યાં ભલા લોકોની સેવાનો હક્ક મારવામાં આવતો નથી. આવી જ રીતે આ પણ ક્યારેય થશે નહીં કે તેઓ (અલ્લાહના માર્ગમાં) થોડો કે વધારે કોઈ ખર્ચ ઊઠાવે અને (જિહાદની દોડધામમાં) કોઈ મેદાન તેઓ પાર કરે અને તેમના માટે તેને લખી લેવામાં ન આવે કે જેથી અલ્લાહ તેમની આ ઉમદા કામગીરીનો બદલો તેમને એનાયત કરે.

અને આ કંઈ જરૂરી ન હતું કે ઈમાનવાળા બધાં જ નીકળી પડત, પરંતુ આવું શા માટે ન થયું કે તેમની વસ્તીના દરેક ભાગમાંથી કેટલાંક લોકો નીકળી આવ્યાં હોત અને દીનની સમજ પેદા કરી હોત અને પાછા જઈને પોતપોતાના વિસ્તારના રહેવાસીઓને ચેતવ્યાં હોત કે જેથી તેઓ (બિનમુસ્લિમ જેવો વ્યવહાર કરવાથી) દૂર રહેત.[૧૨૦] (રુકૂઅ ૧૫)

અજમાયશના સમયે આ રસ્તો અપનાવ્યો નહીં, જો કે આ માર્ગ પણ તેમના માટે ખુલ્લો હતો. આનાથી ઊલટું, તેમણે એ માર્ગ અપનાવ્યો જે હમણાં તમે જોઈ લીધો છે.આ માર્ગને અપનાવીને તેમને પુરવાર કરી દીધું કે ખુદાપરસ્તીએ તેમની અંદર કોઈ બુત રહેવા દીધો નથી જેને તેઓ પૂજે, અને તેમણે પોતાની જાતને ખુદાના માર્ગમાં સંઘર્ષ કરવામાં હોમી દીધી છે, અને તેઓ તેમની પરત કરવાથી હોડીઓ એવી રીતે બાળીને ઈસ્લામી સમાજમાં આવ્યાં છે કે હવે અહીંથી પાછા ફરીને બીજે કયાંય જઈ શકતાં નથી. અહીંની ઠોકરો ખાશે પરંતુ અહીં જ મરશે અને ખપી જશે. કોઈ બીજી જગ્યાએ મોટામાં મોટું સન્માન પણ જો મળતું હોય તો અહીંનું અપમાન છોડીને તેને લેવા માટે જશે નહીં. આના પછી જો તેમને ઊઠાવીને છાતી સરસા ચાંપી લેવામાં ન આવ્યાં હોત તો બીજું શું કરી શકાય તેમ હતું. આ જ કારણ છે કે અલ્લાહતઆલા તેમની માફીનો ઉલ્લેખ એવા પ્રેમભર્યા શબ્દોમાં કરે છે કે "અમે તેમની તરફ વળ્યાં કે જેથી તેઓ અમારી તરફ પાછા વળે." આ થોડાંક શબ્દોમાં એ સ્થિતિનું ચિત્રણ કરી દેવામાં આવ્યું છે કે માલિકે પહેલાં તો આ ગુલામો તરફથી નજર ફેરવી લીધી હતી પરંતુ જયારે તેઓ

ભાગ્યા નહીં પણ દુઃખી થઈને તેના જ દ્વારે બેસી ગયાં તો તેમની વફાદારીની શાન જોઈને માલિકથી રહેવાયું નહીં. પ્રેમના ઉમળકાથી બેચેન બનીને તે પોતે બહાર આવ્યો કે જેથી તેમને દ્વાર પરથી ઊઠાવી લાવે.

(૧૨૦) આ આયતનો આશય સમજવા માટે આ જ સૂરઃની આયત ૯૭ નજર સમક્ષ રાખવી જોઈએ કે જેમાં કહેવામાં આવ્યું છે કે :

''બદૂ આરબો કુફ્ર અને દંભમાં વધુ સખત છે અને તેમના મામલામાં આ વાતની શકયતાઓ વધારે છે કે તેઓ એ દીનની હદોથી અજાણ રહે જે અલ્લાહે તેના પયગમ્બર ઉપર ઊતર્યો છે.''

ત્યાં માત્ર એટલું જ કહેવામાં આવ્યું હતું કે દારુલઈસ્લામની ગ્રામીણ વસ્તીનો મોટો ભાગ દંભના રોગમાં એટલા માટે પડેલો છે કે આ બધા જ લોકો જહાલતમાં પડેલાં છે, જ્ઞાનના કેન્દ્ર સાથે જોડાયેલાં ન હોવાના કારણે તેમજ જ્ઞાનીઓની સંગત ન મળવાના કારણે અલ્લાહના દીનની હદો વિષે તેમને જાણકારી નથી. હવે આ કહેવામાં આવી રહ્યું છે કે ગ્રામીણ વસ્તીઓને આ સ્થિતિમાં રહેવા દેવામાં આવે નહીં, બલકે તેમની અજ્ઞાનતાને દૂર કરવા માટે તથા તેમની અંદર ઈસ્લામી જાગૃતિ જગાવવા માટે હવે વિધિસર વ્યવસ્થા થવી જોઈએ. એ જરૂરી નથી કે બધાં જ ગ્રામીણ આરબો પોતપોતાના ઘરોમાંથી નીકળીને મદીનામાં આવી જાય અને અહીં આવીને જ્ઞાન પ્રાપ્ત કરે. આના બદલે એમ થવું જોઈએ કે દરેક ગ્રામીણ વિસ્તાર અને વસ્તી તેમજ કબીલામાંથી થોડાંક માણસો આવીને જ્ઞાનના કેન્દ્રો, જેમ કે મદીના અને મકકા તથા આવાં જ બીજા સ્થળોમાં આવે અને અહીં દીનની સમજણ મેળવે. પછી પોતપોતાની વસ્તીઓમાં પાછાં જાય અને લોકોમાં જાગૃતિ ફેલાવવાનો પ્રયત્ન કરે.

આ એક ખૂબ જ મહત્ત્વનો હુકમ હતો જે ઈસ્લામી આંદોલનને મજબૂત કરવા માટે બરાબર યોગ્ય સમયે આપવામાં આવ્યો. શરૂઆતમાં જયારે ઈસ્લામ અરબસ્તાનમાં નવો નવો હતો તથા અત્યંત ઉગ્ર વિરોધના વાતાવરણમાં ધીમે ધીમે ફેલાઈ રહ્યો હતો ત્યારે આ આદેશની કોઈ જરૂર ન હતી કેમ કે એ વખતે ઈસ્લામ એ જ માણસ કબૂલ કરતો હતો જે પૂરેપૂરી રીતે તેને સમજી લેતો હતો અને દરેક પાસાથી તેને ચકાસીને સંતોષ મેળવી લેતો હતો. પરંતુ જયારે આ આંદોલન સફળતાઓના તબકકાઓમાં દાખલ થયો અને દેશ ઉપર તેની સત્તા કાયમ થઈ ગઈ ત્યારે એક પછી એક વસ્તીમાંથી ટોળેટોળાં તેમાં સામેલ થવા માંડ્યાં જેમની અંદર એવા લોકો ઓછા હતાં જે ઈસ્લામને તેના તમામ તકાદાઓની સાથે સમજીને તેની ઉપર ઈમાન લાવતા હતાં. મોટાભાગના લોકો ફકત સમયના વહેણમાં તણાઈને સભાનતા વિના વહી આવતા હતાં. નવમુસ્લિમોનો આ ખૂબ ઝડપી ફેલાવો બાહ્ય રીતે તો ઈસ્લામ માટે શક્તિદાયક હતો કેમ કે ઈસ્લામના અનુયાયીઓની સંખ્યા વધી રહી હતી પરંતુ હકીકતમાં ઈસ્લામી વ્યવસ્થા માટે એ વસતિ કોઈ કામની ન હતી, બલકે ઊલટાની નુકસાનકારક હતી જે ઈસ્લામી જાગૃતિ ધરાવતી ન હોય અને આ વ્યવસ્થાના નૈતિક તકાદાઓ પૂરાં કરવા માટે તૈયાર ન હોય. આ નુકસાન તબૂકની તૈયારી વખતે સ્પષ્ટપણે સામે આવી ગયું હતું એટલા માટે બરાબર યોગ્ય સમયે અલ્લાહતઆલાએ હુકમ આપ્યો કે ઈસ્લામી આંદોલનનું આ વિસ્તરણ જે ઝડપથી થઈ રહ્યું છે એ જ પ્રમાણમાં તેને મજબૂતી આપવાના ઉપાય પણ થવાં જોઈએ અને તે આ છે કે દરેક વસ્તીમાંથી થોડાક માણસોને લઈને તાલીમ આપવામાં આવે, પછી તેઓ પોતપોતાના વિસ્તારોમાં પાછા જઈને લોકોને તાલીમ આપવાની ફરજ બજાવે, એટલે સુધી કે મુસલમાનોની સમગ્ર વસતિમાં ઈસ્લામની જાગૃતિ અને અલ્લાહના કાનૂનનું જ્ઞાન ફેલાઈ જાય.

અહીં આટલી વાત બીજી પણ સમજી લેવી જોઈએ કે સામાન્ય લોકોની કેળવણી માટે જે વ્યવસ્થા કરવાનો હુકમ આ આયતમાં આપવામાં આવ્યો છે તેનો મૂળ હેતુ સામાન્ય લોકોને ફકત સાક્ષર બનાવવાનો તથા તેમની અંદર વાંચનકક્ષાનું જ્ઞાન ફેલાવવાનો ન હતો બલકે સ્પષ્ટપણે તેનો સાચો હેતુ આ નક્કી કરવામાં આવ્યો હતો કે લોકોમાં દીન વિષેની સમજ પેદા થાય અને તેમને એટલી હદ સુધી હોંશિયાર અને જાગૃત કરી

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قَاتِلُوا الَّذِيْنَ يَلُوْنَكُمْ مِّنَ الْكُفَّارِ وَلْيَجِدُوْا
فِيْكُمْ غِلْظَةً ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿۱۲۳﴾ وَاِذَا مَآ اُنْزِلَتْ

**હે લોકો જે ઈમાન લાવ્યાં છો, યુદ્ધ કરો એ સત્યનો ઈનકાર કરનારા સાથે જે તમારી નજીક છે.[૧૨૧] અને જરૂરી છે કે તે તમારી અંદર સખતાઈ જુએ,[૧૨૨] અને જાણી રાખો કે અલ્લાહ સંયમી લોકોની સાથે છે.[૧૨૩] જ્યારે કોઈ નવી સૂરઃ**

દેવામાં આવે કે તેઓ બિનમુસ્લિમ જીવનના માર્ગથી દૂર રહેવા લાગે. આ મુસલમાનોની કેળવણીનો એ હેતુ છે જે કાયમ માટે અલ્લાહતઆલાએ જાતે નકકી કરી દીધો છે અને દરેક શૈક્ષણિક વ્યવસ્થાને આ દૃષ્ટિએ જ ચકાસવામાં આવશે કે તે આ હેતુને કયાં સુધી પૂર્ણ કરે છે. આનો આ અર્થ નથી કે ઈસ્લામ લોકોમાં લેખન, વાંચન, પુસ્તકોના અભ્યાસ અને સાંસારિક વિદ્યાઓનું જ્ઞાન ફેલાવવા માગતો નથી બલકે આનો અર્થ આ છે કે ઈસ્લામ લોકોમાં એવું શિક્ષણ ફેલાવા માગે છે જે ઉપરના રેખાંકિત હેતુ સુધી પહોંચાડતું હોય, નહીં તો જો દરેકેદરેક માણસ પોતપોતાના યુગનો આઈન્સટાઈન અને ફ્રોઈડ થઈ જાય પરંતુ દીનની સમજથી ખાલી હોય અને બિનમુસ્લિમ જીવનના માર્ગમાં ભટકતો હોય તો ઈસ્લામ એવા શિક્ષણ ઉપર લાનત કરે છે.

આ આયતમાં لِيَتَفَقَّهُوْا فِى الدِّيْنِ શબ્દોનો જે ઉપયોગ થયો છે તેના પછી લોકોમાં એક વિચિત્ર પ્રકારની ગેરસમજ ઊભી થઈ ગઈ છે જેની ઝેરીલી અસરો ઘણાં વખતથી મુસલમાનોના ધાર્મિક શિક્ષણ બલકે તેમના ધાર્મિક જીવન ઉપર પણ ખૂબ ખરાબ રીતે વ્યાપેલી છે. અલ્લાહતઆલાએ તો تَفَقُّهٌ فِى الدِّيْنِ શબ્દોને શિક્ષણનો ઉદ્દેશ્ય બતાવ્યો હતો જેનો અર્થ દીનને સમજવો, તેની વ્યવસ્થામાં ઊંડી દૃષ્ટિ પેદા કરવી, તેના સ્વભાવ અને હાર્દ સાથે પરિચિત થવું અને એ લાયક બની જવું કે આચાર અને વિચારના દરેક ક્ષેત્ર, અને જીવનના દરેક વિભાગમાં માણસ એ જાણી શકે કે કઈ વિચારસરણીની પદ્ધતિ અને કઈ કાર્યશૈલી દીનના હાર્દને અનુરૂપ છે. પરંતુ આગળ જતાં જે ઈસ્લામી કાયદાશાસ્ત્ર ફિકહના નામથી જાણીતું થયું, અને જે ધીમે ધીમે ઈસ્લામી જીવનનું સ્વરૂપમાત્ર (હાર્દની સરખામણીમાં) વિગતવાર વિદ્યા બનીને રહી ગયું ત્યારે લોકોએ શાબ્દિક સામ્યતાને કારણે એમ માની લીધું કે બસ આ જ એ વસ્તુ છે જેને પ્રાપ્ત કરવો અલ્લાહના હુકમ પ્રમાણે શિક્ષણનો અંતિમ ધ્યેય છે. જો કે તે સમગ્ર ધ્યેય નહીં બલકે ફકત એક આંશિક ધ્યેય હતો. આ મોટી ગેરસમજના કારણે જે નુકસાન દીન તથા દીનના અનુયાયીઓને પહોચ્યું તેની સમીક્ષા કરવા માટે તો એક આખા પુસ્તકની જરૂર પડે પરંતુ અહીં અમે આ અંગે ચેતવણી આપવા માટે ટૂંકમાં એટલો સંકેત આપી દઈએ છીએ કે મુસલમાનોની દીની તાલીમને જે વસ્તુએ દીનના હાર્દથી ખાલી કરીને ફકત દીનના માળખા અને આકારની સમજ ઉપર કેંદ્રિત કરી દીધી અને છેવટે જે વસ્તુના કારણે મુસલમાનોના જીવનમાં એક તદ્દન નિર્જીવ દેખાડો ધાર્મિકતાનું અંતિમ લક્ષ્ય બનીને રહી ગયું મહદ્અંશે તે આ જ ગેરસમજ હતી.

(૧૨૧) આયતના દેખીતા શબ્દો ઉપરથી જે અર્થ નીકળે છે તે આ છે કે દારુલઈસ્લામના જે વિસ્તાર સાથે ઈસ્લામના દુશ્મનોનો જે વિસ્તાર જોડાયેલો હોય તેની વિરૂદ્ધ લડાઈ કરવાની પ્રાથમિક જવાબદારી તે વિસ્તારના મુસલમાનો ઉપર આવે છે. પરંતુ જો આગળની વાત સાથે સાંકળીને આ આયતને વાંચવામાં આવે તો જણાય છે કે અહીં કાફિરોનો અર્થ એ દંભી લોકો છે જેમનો સત્યનો ઈનકાર સ્પષ્ટપણે જાહેર થઈ ગયો હતો

سُوْرَةٌ فَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ اَيُّكُمْ زَادَتْهُ هٰذِهٖۤ اِيْمَانًا ۚ فَاَمَّا
الَّذِيْنَ اٰمَنُوْا فَزَادَتْهُمْ اِيْمَانًا وَّهُمْ يَسْتَبْشِرُوْنَ ﴿١٢٤﴾ وَ اَمَّا
الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ فَزَادَتْهُمْ رِجْسًا اِلٰى رِجْسِهِمْ وَ
مَاتُوْا وَهُمْ كٰفِرُوْنَ ﴿١٢٥﴾ اَوَلَا يَرَوْنَ اَنَّهُمْ يُفْتَنُوْنَ فِيْ كُلِّ
عَامٍ مَّرَّةً اَوْ مَرَّتَيْنِ ثُمَّ لَا يَتُوْبُوْنَ وَلَا هُمْ يَذَّكَّرُوْنَ ﴿١٢٦﴾

---

**ઊતરે છે ત્યારે તેમનામાંથી કેટલાંક લોકો (મજાકના રૂપમાં મુસલમાનોને) પૂછે છે કે ‘‘કહો, તમારામાંથી કોના ઈમાનમાં આનાથી વધારો થયો ?’’ (આનો જવાબ આ છે કે) જે લોકો ઈમાન લાવ્યાં છે તેમના ઈમાનમાં તો વાસ્તવમાં (ઊતરનારી દરેક સૂરઃએ) વધારો જ કર્યો છે અને તેઓ આનાથી ખૂશ ખુશાલ છે, અલબત્ત, જે લોકોના દિલોને (દંભનો) રોગ લાગેલો હતો તેમની અગાઉની ગંદકીમાં (દરેક નવી સૂરઃએ) એક બીજી ગંદકીનો વધારો કરી દીધો[૧૨૪] અને તેઓ મૃત્યુપર્યંત કુફ્રમાં જ પડ્યા રહ્યાં. શું આ લોકો જોતાં નથી કે દર વરસે એક-બે વખત આ લોકો અજમાયશમાં નાખવામાં આવે છે ?[૧૨૫] આમ છતાં ન તો તોબા કરે છે ન તો કોઈ બોધ ગ્રહણ કરે છે.**

---

અને જેમના ઈસ્લામી સમાજમાં ભળીને રહેવાથી ભારે નુકસાન થઈ રહ્યું હતું. દસમા રુકૂઅની શરૂઆતમાં પણ, કે જયાંથી આ પ્રવચન શ્રેણીનો આરંભ થયો હતો, પહેલી વાત આ જ કહેવામાં આવી હતી કે આ આંતરિક દુશ્મનોને નાબૂદ કરવા માટે વિધિસર રીતે જિહાદ શરૂ કરી દેવામાં આવે. એ જ વાત આ પ્રવચનના સમાપનમાં પણ તાકીદના રૂપમાં ફરીથી દોહરાવવામાં આવી છે કે જેથી મુસલમાનો તેના મહત્ત્વને સમજે અને આ દંભીઓના મામલામાં તેમના વંશીય અને કૌટુંબિક તેમજ સામાજિક સંબંધોને ધ્યાનમાં ન લે જે તેમની અને એમની વચ્ચે સંબંધોનું કારણ બનેલા હતાં. ત્યાં એમની સામે ‘‘જિહાદ’’ કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો, અહીં તેનાથી આગળ ‘‘કિતાલ’’ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે જેનો અર્થ આ છે કે તેમને સંપૂર્ણપણે નાબૂદ કરી દેવામાં આવે, તેમને કચડી નાખવામાં કોઈ કચાશ બાકી રાખવામાં ન આવે. ત્યાં ‘‘કુફ્ફાર’’ અને ‘‘મુનાફિક’’ બે અલગ અલગ શબ્દો કહેવામાં આવ્યા હતાં. અહીં એક જ શબ્દ ‘‘કુફ્ફાર’’ કહીને સંતોષ માનવામાં આવ્યો છે કે જેથી આ લોકોનો સત્યનો ઈનકાર કે જે સ્પષ્ટ રીતે સાબિત થઈ ગયો હતો, તેમના બાહ્ય ઈમાનના એકરારના પડદા પાછળ સંતાઈને કોઈ છૂટછાટને પાત્ર માની લેવામાં ન આવે.

(૧૨૨) એટલે કે હવે એ નરમ વર્તન સમાપ્ત કરી દેવું જોઈએ જે અત્યાર સુધી તેમની સાથે દાખવવામાં આવતું હતું. આ જ વાત દસમા રુકૂઅની શરૂઆતમાં કહેવામાં આવી હતી કે وَاغْلُظْ عَلَيْهِمْ તેમની સાથે સખતાઈથી વર્તો.

وَإِذَا مَآ أُنزِلَتْ سُورَةٌ نَّظَرَ بَعْضُهُمْ إِلَىٰ بَعْضٍ ۖ هَلْ يَرَىٰكُم مِّنْ
أَحَدٍ ثُمَّ انصَرَفُوا ۚ صَرَفَ اللَّهُ قُلُوبَهُم بِأَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُونَ ﴿١٢٧﴾

**જયારે કોઈ સૂરઃ ઊતરે છે ત્યારે આ લોકો નજરોથી એકબીજા સાથે વાતો કરે છે કે ક્યાંક કોઈ તેમને જોઈ તો નથી રહ્યું ને, પછી ચુપચાપ સરકી જાય છે.**[૧૨૬] **અલ્લાહે તેમનાં દિલ ફેરવી દીધાં છે કેમ કે તેઓ નાસમજ લોકો છે.**[૧૨૭]

(૧૨૩) આ ચેતવણીના બે અર્થ છે અને બન્નેનો આશય પણ એક જ છે. એક આ કે, આ સત્યના ઈનકાર કરનારા લોકોના મામલામાં જો તમે તમારા અંગત, કૌટુંબિક અને આર્થિક સંબંધોને ધ્યાનમાં લીધાં તો આ કૃત્ય તકવા એટલે કે ખુદાના ખોફની વિરૂદ્ધ હશે કેમ કે ખુદાથી ડરવું અને ખુદાના દુશ્મનો સાથે સંબંધો જાળવી રાખવાં બન્ને એકબીજાના વિરોધી છે, એટલા માટે જો તમે ખુદાની મદદ તમારી સાથે રાખવા માગતા હોવ તો આ પક્ષપાતથી મુકત રહો. બીજો આ કે, આ સખતાઈ અને લડાઈનો જે હુકમ આપવામાં આવી રહ્યો છે તેનો અર્થ આ નથી કે તેમની સાથે સખતાઈ દાખવવામાં નીતિમત્તા અને માનવતાની પણ બધી જ સીમાઓને તોડી નાખવામાં આવે. અલ્લાહની નિર્ધારિત કરેલી હદોની જાળવણી તો કોઈ પણ સંજોગોમાં તમારી દરેક કામગીરીમાં ધ્યાનમાં રાખવી જ જોઈએ. તેમને જો તમે છોડી દેશો તો તેનો અર્થ આ થશે કે અલ્લાહ તમારો સાથ છોડી દે.

(૧૨૪) ઈમાન, કુફ્ર અને દંભમાં વધઘટનો શું અર્થ છે આ અંગેની સમજૂતી માટે જુઓ સૂરઃ અન્ફાલ નોંધ ક્રમાંક ૨.

(૧૨૫) એટલે કે કોઈ વર્ષ એવું પસાર થઈ રહ્યું નથી કે જયારે એક કે બે વખત એવી પરિસ્થિતિ ઊભી ન થતી હોય કે જેમાં તેમના ઈમાનના દાવાની કસોટી થતી ન હોય અને તેમની અંદર રહેલી ખોટનો ભેદ ખુલી જતો ન હોય. કોઈ વખત કુર્આનમાં એવો હુકમ આવી જાય છે કે જેનાથી તેમની મનની ઈચ્છાઓ ઉપર એક નવો અંકુશ મુકાઈ જાય છે, કયારેક દીનનો એવો કોઈ તકાદો સામે આવી જાય છે જેના લીધે તેમના હિત ઉપર પ્રહાર થાય છે, કયારેક કોઈ એવો આંતરિક ઝઘડો બહાર આવે છે કે જેમાં એ કસોટી છૂપાયેલી હોય છે કે તેમને તેમના દુનિયાના સંબંધો અને તેમના અંગત અને કૌટુંબિક તેમજ કબીલાઓના હિતોની સરખામણીમાં ખુદા અને તેના પયગમ્બર તથા તેનો દીન કેટલો પ્રિય છે. કોઈ વખતે એવી લડાઈ સામે આવી જાય છે જેમાં આ અજમાયશ થાય છે કે આ લોકો જે દીન ઉપર ઈમાન લાવવાનો દાવો કરી રહ્યાં છે તેના માટે જાનમાલ, સમય અને પરિશ્રમની કેટલી કુરબાની આપવા માટે તેઓ તૈયાર છે. આવા તમામ પ્રસંગોએ એટલું જ નહીં કે દંભની એ ગંદકી કે જે તેમના જૂઠ્ઠા એકરાર નીચે છૂપાયેલી હોય છે, તે સ્પષ્ટપણે સૌની સામે આવી જાય છે બલકે દરેક વખતે જયારે આ લોકો ઈમાનના તકાદાઓથી વિમુખ બનીને પલાયન કરે છે ત્યારે તેમની અંદરની ગંદકી પહેલાં કરતાં થોડી ઓર વધી જાય છે.

(૧૨૬) નિયમ આ હતો કે જયારે કોઈ સૂરઃ ઊતરતી હતી ત્યારે નબી સ.અ.વ. મુસલમાનોની આમ સભા બોલાવતાં અને પછી એ સભામાં આ સૂરઃ ને પ્રવચનના રૂપમાં સંભળાવતા હતાં. આ સભામાં

لَقَدْ جَآءَكُمْ رَسُوْلٌ مِّنْ اَنْفُسِكُمْ عَزِيْزٌ عَلَيْهِ مَا عَنِتُّمْ
حَرِيْصٌ عَلَيْكُمْ بِالْمُؤْمِنِيْنَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٢٨﴾ فَاِنْ تَوَلَّوْا
فَقُلْ حَسْبِيَ اللّٰهُ ۖ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ وَ
هُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿١٢٩﴾



**જુઓ ! તમારી પાસે એક પયગમ્બર આવ્યો છે જે ખુદ તમારામાંથી જ છે. તમારું નુકસાનમાં પડવું તેના માટે દૂભાવનારૂં છે, તમારી સફળતા માટે તે ખૂબ જ ઉત્સુક છે, ઈમાન લાવનારાઓ માટે તે માયાળુ અને દયાળુ છે — હવે જો આ લોકો તમારાથી મોઢું ફેરવે છે ત્યારે હે નબી, આમને કહી દો કે ''મારા માટે અલ્લાહ પૂરતો છે, તેના સિવાય કોઈ ખુદા નથી, તેની જ ઉપર મેં ભરોસો કર્યો અને તે માલિક છે મહાન સિંહાસનનો.'' (રુકૂઅ ૧૬)**

ઈમાનવાળા લોકોની હાલત તો આવી થઈ જતી હતી કે એકધ્યાન થઈને એ પ્રવચનને સાંભળતાં અને તેમાં ડૂબી જતા હતાં પરંતુ દંભીઓના રંગઢંગ બીજા જ હતાં. તે લોકો એટલા માટે આવી તો જતા હતાં કે હાજર રહેવાનો હુકમ હતો અને સભામાં સામેલ ન થવાનો અર્થ તેમના દંભનો રહસ્ય ખુલી જવાનો હતો પરંતુ આ પ્રવચનમાં તેમને કોઈ રસ પડતો ન હતો. એટલા માટે કમને કંટાળા સાથે બેસી રહેતા હતાં અને પોતાને હાજર રહેલાઓમાં ગણાવ્યા પછી તેમને માત્ર એટલી જ ચિંતા રહેતી હતી કે કેવી રીતે વહેલામાં વહેલા અહીંથી ભાગી નીકળે. તેમની આ જ હાલતનું ચિત્રણ અહીં કરવામાં આવ્યું છે.

(૧૨૭) એટલે કે આ મૂર્ખાઓ ખુદ તેમના હિતને સમજતાં નથી, તેમની સફળતા પ્રત્યે બેદરકાર તથા પ્રગતિ માટે બેફિકર છે. તેમને ભાન નથી કે આ કેટલી મોટી નિયામત છે જે આ કુર્આન અને આ પયગમ્બર દ્વારા તેમને આપવામાં આવી રહી છે. તેમની નાનકડી દુનિયા અને તેમની સાવ હલકી કક્ષાની રૂચિઓમાં આ લોકો કૂવામાંના દેડકાંની જેમ એવા ડૂબેલાં છે કે એ ભવ્ય જ્ઞાન અને એ બહુ મોટા માર્ગદર્શનનું મૂલ્ય તેમને સમજાતું નથી કે જેના લીધે અરબસ્તાનના રણના આ સાંકડા અને અંધારા ખુણામાંથી ઊઠીને તેઓ સમગ્ર માનવજગતના. આગેવાન અને નેતા બની શકે છે અને આ ફાની જગતમાં જ નહીં બલકે હવે પછીના કાયમી જીવનમાં પણ હંમેશ માટે સફળ થઈ શકે છે. આ મૂર્ખાઈ અને બેવકૂફીનું સ્વાભાવિક પરિણામ આ છે કે અલ્લાહે તેમને ફાયદો ઊઠાવવાની અનુકૂળતાથી વંચિત કરી દીધાં છે. જ્યારે સફળતા અને શક્તિ તથા મહાનતાનો આ ખજાનો લૂંટાવવામાં આવી રહ્યો હોય છે તથા સદ્ભાગી લોકો તેને બન્ને હાથે લૂંટી રહ્યાં હોય છે ત્યારે આ દુર્ભાગી લોકોના હૃદય બીજી જ તરફ ધ્યાન આપતાં હોય છે અને તેમને ખબર સુદ્ધાં હોતી નથી કે તેઓ કઈ દોલતથી વંચિત રહી ગયાં.



